ght

॥ ૐ ॥

# નિવેદન



આ સાથેનાં પાનાંઓમાં એક વિચારી પત્ર છે. એ મ્હારા એક કાગળના જવાબમાં લખાયેલો છે. મ્હારે માટે એ જીવનમાં બહુ ઉપયોગી મદદ કરનારું પરમાત્મા તરફના માર્ગ માટે પ્રકાશ આપનારો અને એટલા માટે બીજા મિત્રો, સ્નેહીસંબન્ધીઓ અને બહેનો પણ એનો લાભ લે એવી ઇચ્છાથી મ્હેં એ વાની પરવાનગી માગી. લખનારે પ્રથમાવૃત્તિ છે પરવાનગી ખુશી આપી છે, અને તે અનુસાર ઓના ઈ. એવામાં ઉપયોગી થવાની વૃત્તિથી પરમાત્મા ી આવૃત્તિની ત્રણસેં નકલો મફત વ સવક છપાવી શકયો છે. ૐ જય સચ્ચિદાનન્દ.

મુ. કીમ, (જીલ્લે સુરત.)
તા. ૧ : ૫ : ૧૯૧૮.

સંતચરણરજ
પુરુષોત્તમદાસ રણછોડદાસ,
કાપડના વેપારી.

આતમા અરુ પરમાત્મા, અલગ રહે બહુ કાલ;
સુન્દર મેલા કર દિયા! સદ્‌ગુરુ મિલા દલાલ! ગુરુ ॰

ગુરુ ગોવિન્દ દોનોં ખડે! કિસકો લાગૂં પાય?
બલિહારી ગુરુદેવકી! ગોવિન્દ દિયા બતાય! ગુરુ ॰

છાપનાર-મોતીલાલ શામળદાસ, 'ધિ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ', ટંકશાળ:
અમદાવાદ.

ॐ

गुरु गुरु गुरुदेवकी जय ।
जय जय गुरुदेवकी जय ॥ गुरु गुरु ०



हरे राम हरे राम राम राम हरे हरे
हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे ॥

॥ ॐ ॥



प्रेम ! आनन्द ! शान्ति !

# મુમુક્ષુવિચારણા

મુ. પા****,

૧૨ : ૧ : ૧૮

ૐ પ્રિય નિજરૂપ પુ****,

મુ. કી*.

વારંવાર શ્રી હરિસ્મરણપૂર્વક આશીર્વાદ. વિ–તમારો પત્ર મળ્યો છે. તમારી સાથે થોડીક વાતો તો જરૂર કરવી જોઇયે :–

૨–જેવી ગૂજરાતી નિશાળ, જેવી અંગ્રેજી નિશાળ અને જેવી સંસ્કૃત નિશાળ અને તે પછી દાક્તરની, વકીલની અને ઇજનેરની કૉલેજો, એવી જ શ્રી હરિની હુઝૂરમાં જવાને જીવાત્માને કેળવવા માટેની કર્મની, ભક્તિની, યોગની અને જ્ઞાનની નિશાળો અને કૉલેજો છે. અંગ્રેજી નિશાળમાં ભણનારને ગૂજરાતી ભાષાના કેટલાક નિયમો કેવળ છોડી દઈને નવા નિયમો

પ્રમાણે જ ભણવું પડે છે અને તો જ એ એને આવડે છે અને તો જ શિક્ષક એને ભણાવી શકે છે. નવી નિશાળમાં દાખલ થવા છતાં, જૂની નિશાળના નિયમોને જ વળગી રહેનાર વિદ્યાર્થીને શિક્ષક ભણાવી શકતો નથી, પણ શિક્ષા કરીને સુધારે છે અને નવી નિશાળના નિયમો સમજણ, પ્રેમ, ભય, અને શિક્ષાથી પળાવે છે. એ નિયમો, તે છતાં પણ, જો પાળવામાં ન આવે તો વિદ્યાર્થીને કશો લાભ થતો નથી. આપણા દેશમાં ઘણાં ભાઈબ્હેનો લાંબી મુદતથી દેવદર્શન, પાઠપૂજા અને વ્રત, તીર્થયાત્રા વગેરે કરનારાં હોય છે, અને છતાં શ્રી હરિનો સ્વાનુભવ પામેલાં નથી હોતાં, એનું કારણ એ જ છે કે ભક્તિની પાઠશાળાના નિયમોનું આગ્રહથી પાલન કરીને ભક્તિ થતી નથી. ભક્તિની પાઠશાળાના નિયમો ભકતોની વાણીમાંથી જડે છે અને તે ઉપરાન્ત બ્રહ્માજીના પુત્ર, સરસ્વતી માતાના સગા ભાઈ અને પ્રેમના મહાન્ અવતાર નારદ મુનિ ભક્તિની પાઠશાળાના બધા કાયદા આપણને આપે છે. એ કાયદાનું પુસ્તક ભકિતસૂત્ર ( Code of LOVE ) માત્ર વાંચવાનું નથી પણ સમજીને પાળવાનું છે અને એ પ્રમાણે ભક્તિની પાઠશાળામાં દાખલ થનાર વિદ્યાર્થીએ બરાબર ચાલવાનું છે. માસ્તરનું શિખવેલું લેસન વિદ્યાર્થી ઘેર ગોખે નહીં અથવા તો માસ્તર સમજાવતા હોય તે વખતે ધ્યાન આપે નહીં તો માસ્તર શું કરે ? વિદ્યાર્થીને ઘેર જઈને વિદ્યાર્થીને બદલે માસ્તર સાહેબ ગોખવા બેસે ? અને ધારો કે દયાળુ માસ્તર સાહેબ ગોખવા બેસે, તો તેથી લક્ષ નહીં આપનારા રમતિયાળ વિદ્યાર્થીને લાભ થાય ખરો કે? જેમ ખાવુંપીવું, શૌચસ્નાન અને છીંક, બગાસું, ઊંઘ વગેરે બાબતો મ્હોટા બાદશાહોને પણ જાતે જ કરવી પડે છે અને બીજાઓ કરે તેથી એમને – બાદશાહોને પણ – ચાલી શકે નહીં, તેમ ભક્તિની પાઠશાળાના કાયદા પ્રમાણે શ્રી હરિનું નામ પણ દરેકે – મ્હોટા બાદશાહે પણ – જાતે જ વારંવાર

ગોખવૂં પડે છે – જપવૂં પડે છે. બીજો કોઈ જુદો રાજમાર્ગ હોતો નથી. ભૂમિતિશાસ્ત્ર બનાવનાર યુક્લિડ એના રાજાને ખુલ્લૂં જ કહે છે કે જેણે ભૂમિતિ ભણવી હોય તેણે અમુક બાબતો તો ગોખવી જ જોઇયે. રાજાનો દીકરો હોય કે ભિક્ષુકનો દીકરો હોય પણ જો ભૂમિતિ ભણવી જ હોય તો તો એ ગોખવી જ જોઇયે, કેમકે 'There is no Royal road to Euclid's Geometry' યાને યુક્લિડની ભૂમિતિ માટે કોઈ જુદો રાજમાર્ગ નથી – એણે ગોખવૂં જ જોઇયે, તેમ ભક્તિની પાઠશાળા માટે પણ નામ જપવૂં જ જોઇયે – બીજો કોઇ માર્ગ નથી. ઊંચો હો કે નીચો હો, ન્હાનો હો કે મ્હોટો હો, રાજા હો કે રંક હો, સ્ત્રી હો કે પુરુષ હો, દાનવ હો કે માનવ હો, ગમે તે હો પણ જો ભક્તિની પાઠશાળામાં દાખલ થવૂં હોય તો એણે શ્રી હરિનૂં નામ વારંવાર ગોખવૂં જ જોઇયે. ગોખતાં ગોખતાં જ એ નામ મ્હોડે ચડે છે અને તેથી જ પરમ પુરુષ શ્રી કૃષ્ણ કહે છે કે:–

યજ્ઞાનાં જપ યજ્ઞોસ્મિ = યજ્ઞોમાં હૂં જપરૂપી યજ્ઞ છૂં:

રાજસૂયયજ્ઞ, અશ્વમેધયજ્ઞ અને બીજા યજ્ઞો કંઈ શ્રી કૃષ્ણને અવિદિત તો ન હતા ને? તેમ છતાં પણ જપને જ બેશુમાર મહત્ત્વ આપનાર પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણ ભક્તિની ચાવી જ બતાવી દે છે અને એ જપની ચાવીથી જ શ્રી હરિના ઘરનો સૌથી પહેલો દરવાજો જરૂર જ ખૂલી જાય છે. ૐ તત્સત્ ॥

૩ – 'ઘણી કાળજીથી વાંચૂં છૂં છતાં પણ લેસનમાં ચિત્ત ચોંટતૂં નથી' એવી ફિર્યાદ કરનારા વિદ્યાર્થીને શી સલાહ આપી શકાય? એ જ સલાહ આપી શકાય કે એણે હમેશ કરતાં બમણો વખત વાંચવૂં, બેઠો બેઠો વાંચતો હોય તો ઉભા ઉભા

વાંચવું અને ઉભો ઉભો વાંચતો હોય તો અંગુઠા પકડીને વાંચવું, અને આમ છતાં યે લેસન મ્હોડે ન થાય તો 'એ તૈયાર થાય તે પછી જ ખાઇશ' એવી દૃઢ પ્રતિજ્ઞા લેવી; બીજી બધી બાબતોને છોડી દેવાની સખ્તમાં સખ્ત પ્રતિજ્ઞા લેવી, અને **ગમે તે થાય તોપણુ આગ્રહપૂર્વક એ પ્રતિજ્ઞા પાળવી.** જો વિદ્યાર્થીની મરજી શિક્ષણ લેવાની જ હોય તો તો એણે આવી દૃઢ પ્રતિજ્ઞા આગ્રહપૂર્વક પાળવી જ જોઇયે અને આવી દૃઢ પ્રતિજ્ઞા આગ્રહપૂર્વક પાળનાર વિદ્યાર્થી ઉપરને નંબરે પાસ નથી થયા એવું કદાપિ બન્યૂં નથી. વૈદ્ય દવા આપી શકે, પરન્તુ એવૂં હોવૂં જોઇયે કે:–

(૧) વૈદ્યનામાં ઈતબાર હોવો જોઇયે.

(૨) વૈદ્યે બતાવેલા વિધિ મુજબ જ ઔષધ લેવૂં જોઇયે.

(૩) વૈદ્યે કહેલી પરહેજીઓ આગ્રહથી પાળવી જોઇયે.

(૪) દવા લેવાની રુચિ હોવી જોઇયે અને દર્દીનૂં પોતાનૂં **ડહાપણુ જરૂર જ બંધ થવૂં જોઇયે.**

આટલી ચાર બાબતો જો દર્દી પાળે તો એનૂં દર્દ જરૂર જ મટે અને એમાં જેટલી ગફલત તેટલો દર્દીને ગેરફાયદો અથવા દર્દ મટવામાં વિલંબ. આ ચાર બાબતોથી વિરુદ્ધ ચાલનાર દર્દીને સ્વયં ધન્વન્તરી ભગવાન્ ઔષધ આપે અગર ખુદ લુકમાનજી દવા કરનાર હોય તોયે દર્દ મટવૂં સંભવિત નથી. જેવી દર્દીની દશા તેવી જ શ્રી હરિને માર્ગે ગતિ કરનારા મોહવશ જીવાત્માની દશા છે. રોગીનો ભગવાન્ વૈદ્ય છે અને તેની ઝિન્દગીનૂં સુકાન વૈદ્યના હાથમાં છે, તેમ જ વૈદ્ય જે જે ક્રમ બતાવે તે તે પ્રમાણે ઔષધોપચાર અને આહારવિહારના નિયમો

પાળવાને રોગી બંધાયલો છે, તેમ શ્રી હરિને માર્ગે ગતિ કરનારા જીવાત્માનો ભગવાન્ તેને દોરનાર અને માર્ગ બતાવનાર તેના સંસારરૂપી ત્રિદોષના મહાન્ રોગનો વૈદ્ય ગુરુ છે. જેની પાસેથી રોગનું ઔષધ મળે અને ફાયદો કરે તે તેનો વૈદ્ય. સુરત, મુમ્બઈ, મદ્રાસ અને કલકત્તામાં ઘણા દાક્તરો M. B., B. S. કે M. D. ની પરીક્ષાઓમાં પાસ થયેલા છે પરન્તુ તમને સાપ કરડયો હોય અને તમારા જ ગામમાં દાક્તર अ કે ब તમારૂં એ વિષ ઉતારતા હોય તો તમારે દાક્તર अ કે ब ની જ બધી સૂચનાઓ પ્રમાણે ચાલવૂં જોઇયે, એટલૂં જ નહીં પણ, સુરત, મુમ્બઈ, મદ્રાસ કે કલકત્તાના દાક્તરોની પંડિતાઈની ચર્ચા કરવામાં તમે વખ્ત ગુમાવો અને દાક્તર अ કે ब ની બધી સૂચનાઓ પ્રમાણે અમલ કરવામાં ગફલત કરો તો પરિણામ શૂં આવે? એ જ કે તમારી એ ચર્ચાઓને લીધે જ તમે ઝિન્દગી ગુમાવો અને સાપનૂં વિષ તમને ઉતરે નહીં. ॐ तत्सत् ॥

૪ -- સૌથી પહેલી વાત તરીકે, ઉપર જે ચાર બાબતો જણાવી એ દર્દીએ આગ્રહથી પાળવાની છે, અને જે દર્દીને પોતાની રોગી હાલતનો ખૂબ કંટાળો આવ્યો હોય, તે દર્દી રાજીખૂશીથી ઉપરની બાબતો આગ્રહથી પાળે જ છે. દર્દી આગ્રહથી એ બાબતો ન પાળે તો સમજવૂં કે એ હઠીલો દર્દી છે અને રોગમાં ખુવાર થઇને ઝિન્દગાની પાયમાલ કરવાનો છે. બની શકતા તમામ ભોગ આપીને દવા કરવાને જે તૈયાર થયો હોય તે જ દર્દીને દવા અકસીર ગુણ કરી શકે છે. આટલા માટે દર્દીએ સમજીને કડવો ઘૂંટડો મીઠો કરવો જોઇયે અને વૈદ્યરાજે કહેલી બધી પરહેજીઓ મક્કમ મન રાખીને પાળવી જોઇયે, અને એટલા માટે આ ગીત એના અન્દરના ધ્વનિ સાથે રગે રગે ભરી દેવૂં જોઇયે :—

– ૧ –

કડવું ઓસડ **મીઠું** કીજે :

પીજે , **બાપ** ! કડવું ઓસડ મીઠું કીજે .

પાછું ન આવે છૂટયું તીર કરથી ! **कर्मणो गहना गतिः** છે. પીજે૦

પી **હરિરસબૂટી** અબઘડી પી લે ! **આગ** જગવ રહી મહીં જે . પીજે૦

પ્રકૃતિ ત્રિગુણી ગણી તરણાશી, દિલને **અગમ** રંગ દીજે . પીજે૦

જીવની સગાઈ કરી હાં ! હાં ! **પીવથી**, અખંડસુરતસુખ લીજે. પીજે૦

**સાગરરાજકુમારી** વરી ૐ॥ **પતિવ્રતઅમૃત** પીજે . પીજે૦

રોગી જીવાત્મા એમાં પ્રમાદ કરે તો **સદ્‌ગુરુવૈદ્ય** શૂં કરે ? અને આટલા માટે જ આ ગઝલ કહેવાયલી છે કે: –

– ૨ –

**દાયણ** બિચારી શૂં કરે ? મુદ્દે હમેલ રહ્યા નથી !

જ્ઞાની **ગુરુજી** શૂં કરે ? છતમાં ઝખમ લાગ્યા નથી ! દાયણ૦

અજી ! કૌરવો જાતે મરે –

**પ્રીતિધર્મથી** અવળા ફરે –

ખુદ કૃષ્ણજી ત્યાં શૂં કરે ? મદ, મોહ, કામ ગયા નથી ! દાયણ૦

શૂં કરે **ગીતા** ગુરુ **દત્તની** ?

બડી પોથી **જોગવસિષ્ટની** ?

ગમ ના પડી **પુરુષાર્થની** – **વૈરાગ્યનાગ** ડસ્યા નથી ! દાયણ૦

વિષયો થયા નથી વિષવત્ !

અધિકાં ગણ્યાં ઓરત મરદ !

ગુરુ શૂં કરે ? જ્યાં ઉલટી હઠ ? દિલડાધને ભૂંસ્યા નથી ! દાયણ૦

છે મુક્ત આ આખૂં જગત્ !

ઘડી બે ઘડી માંડી રમત !

બસ – **ચંદુમંદુ** સબ ગલત – **સાગર** કદિ વિસર્યા નથી ! દાયણ૦

ૐ **तत्सत्** ॥

૯ – દર્દીને દવા કરાવવાની ખરેખરી તાલાવેલી કેટલી છે, એ વાત વૈદ્યની બતાવેલી પરહેજીઓ તે કેટલા આગ્રહથી પાળે છે અને વિધિ અનુસાર બરાબર ઔષધ લે છે તે ઉપરથી જ જોઈ શકાય છે, તેમ જ શ્રી હરિમે માર્ગે ગતિ કરવાની જીવાત્માની કેટલી મુમુક્ષુતા છે તે પણ ગુરુએ બતાવેલા નિયમો મુજબ કેટલા આગ્રહથી મુમુક્ષુ વર્તે છે તે ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે. ઔષધ આપ્યું હોય ચૂંકના રોગનું અને ત્રણ વાર પીવાનું, છતાં ત્રણ વાર પીવાને બદલે એક જ વાર દર્દી પીએ અને ઘણીની કણક પેટ ભરીને ખાયાં કરે તો એ રોગીને શી રીતે મટે? ક્યારે મટે? પહેલાં તો એણે વૈદ્યના કહેવા પ્રમાણે એક વાર નહીં, પણ ત્રણ વાર દવા લેવી જોઇયે અને બીજું, એણે વૈદ્યના કહેવા મુજબ ઘણીની સખ્ત પરહેજી રાખવી જોઇયે. આવી રીતે મુમુક્ષુતા જેનામાં જાગ્રત કરવી છે એવા જીવાત્માએ ગુરુની સૂચનાનુસાર :–

(૧) હમેશાં ૩ કલાક સવારે અને ૩ કલાક સાંજે ધાર્મિક ખાતે ગાળવા જોઇયે. ગાળવા તો રોજ ૪ + ૪ = ૮ કલાક જોઇયે પણ કળિયુગમાં લોકોનાં જીવન જે રીતે ઘડાયાં છે તે વિશે વિચાર કરતાં ૩ + ૩ = ૬ એટલે આખા દિવસનો ચોથો ભાગ તો એ ખાતે ગાળવો જોઇયે. એથી ઓછો સમય ગાળનારને માટે તો બહુ બહુ વિલંબ જોઇયે.

(૨) એ ૭ કલાકમાં ૩ કલાક જપ કરવો જોઇયે; એ વિના સૂક્ષ્મ શરીરની વિશુદ્ધિ થવી મુશ્કેલ છે. નાશવંત પદાર્થોના વારંવારના ઉચ્ચારણથી અને સ્મરણથી મન ઉપર જે મોહક છાપો છપાઈ ગઈ છે તે દૂર થવાને અનામી નામના સતત જપની અતિશય જ જરૂર છે.

(૩) બાકીના ૩ કલ્લાક બતાવવામાં આવેલો અમુક નિયમિત પાઠ કરવો જોઇયે.

(૪) જે દિવસે ઊંઘ, બગાસું, છીંક, અને એવી કુદરતી હાજતોને પણ આરામ આપવો પડે એવી લાચાર દશા થઈ ગઈ હોય તે દિવસે જ ઉપરનો નિયમ ભાગે તો હરકત નહીં. બાકીના કોઇ દિવસે કોઇ પણ કારણને લીધે નિયમ ભાગે નહીં. એવી સખ્ત પ્રતિજ્ઞા લેવી કે જો ભાગે તો ૨૪ કલ્લાક નિરાહાર – નિર્જળ ઉપવાસ કરવો.

(૫) દુનિયાના નાશવંત પદાર્થો તરફ જોઇને વારંવાર વિચાર્યા કરવું કે એની સાથેનો જીવાત્માનો સંબંધ થોડા કાળનો છે.

(૬) પોતાના દિલના વિકારોને ઓળખવા પ્રયત્નશીલ થવું અને એ વિકારોને પોતાના કટ્ટા દુશ્મન સમજવા – એમની સામે લડવું, ભકતોનાં – સંતોનાં ચરિત્રો અને બોધવચનો યાદ કર્યા કરવાં.

(૭) સંતસાધુ અને ગુરુની આજ્ઞામાં તત્પરતા રાખવી. બ્હાનાં બતાવ્યા વિના એકદમ જ સૂચનાને અને આજ્ઞાને અનુસરવું. પોતાનું ડહાપણ ન ચલાવવું.

(૮) જે દિવસોએ ધંધાથી ફારેગ થવાનું આવે તે દિવસોએ છ કલ્લાક નહીં, પણ નવ કલ્લાક એ ખાતે ગાળવા.

(૯) એકાદશી વગેરે વ્રતના દિવસો આવે ત્યારે ખાસ કરીને વધારે કલ્લાકો ગાળવા, અને મ્હોટે ઘાંટેથી ભજન અને કીર્ત્તન કરવું.

(૧૦) જે બાબતો આ નિયમો પાળવામાં સખ્ત વિરોધી હોય તે બાબતોના સંબન્ધથી દૂર રહેવું. પ્રતિજ્ઞા કરવી અને પ્રતિજ્ઞા ન પળાય તો ઉપવાસ કરવા.

(૧૧) મન જ્યારે જ્યારે અવળા તર્કો કરવા માંડે ત્યારે ત્યારે એકદમ આસન ઉપર જઈને જપ કરવા માંડવું અથવા તો એને સખ્ત ઠપકો દેવા માંડવું.

મુમુક્ષુતા જાગ્રત કરવા માટે આ પ્રમાણે બેશુમાર આગ્રહથી કરવું. ૐ तत्सत् ॥

૬ – અને, આ પ્રમાણે આગ્રહથી પ્રતિજ્ઞાપૂર્વક ઝિન્દગાની-માં બરાબર એકાદ વરસ ગાળ્યા પછી દુનિયાના ગમે તે ભાગમાંથી ગમે તે રૂપે ગુરુદેવ આગળનો માર્ગ બતાવવાને માટે જરૂર દર્શન દે છે, એમ ખુદ સ્વાનુભવ કહે છે. તે સિવાય તો ગુરુદેવનાં દર્શન કરવાની નેત્રોને પૂરી પાત્રતા જ હોતી નથી. આટલી તૈયારી કર્યા પછી જ ગુરુદેવ જીવાત્માને ઉપયોગી થઈ શકે છે – તે વિના તો નહીં. ૐ तत्सत् ॥

૭ – ચાલુ ઝમાનો શ્રદ્ધા કરતાં પણ બુદ્ધિને વધારે પ્રાધાન્ય આપનારો છે, દેશમાં સર્વત: એકલો બુદ્ધિનો જ ફેલાવો અને બુદ્ધિની જ હિમાયત થવા લાગ્યાં છે, અને તેની સાથે શ્રદ્ધાના તત્ત્વનું દેશના હૈયામાંથી જાણે છેદન થવા લાગ્યું છે; સામાન્યત: દેશની પ્રકૃતિ જ જાણે તર્કવિતર્કના પ્રાધાન્યવાળી થતી ગઈ છે. આવું વિતર્કવાદી વાતાવરણ આસપાસ રહ્યાં કરતું હોય એવી સ્થિતિમાં શ્રી હારનો માર્ગ પકડી લઈને ગતિ કરવા માંડવી એ, અલબત્ત, જીવાત્માને માટે મુશ્કેલી ભરેલું તો છે, પણ જે જીવાત્મા વધારે પડતા ડહાપણમાં અને લાંબી-ચોડી પંચાતોમાં પડતો નથી અને માત્ર માર્ગની જ ચિન્તામાં છે તેને તો માર્ગ આપનાર ધણી હઝારો કરોડો હાથનો છે

અને ગમે તે રૂપે માર્ગ આપે છે. કેટલાક તર્કવાદીઓ **ગુરુ કેવા હોવા જોઇયે** એ વિષય ઉપર લાંબી લાંબી ચર્ચાઓ કરે છે, અને **ગુરુની યોગ્યાયોગ્યતા** ઉપર વિવાદ કરવામાં જ વખ્ત ગાળે છે. ગુરુની યોગ્યાયોગ્યતા ઉપર વિવાદ કરવા કરતાં **પોતાના ચિત્તની જ યોગ્યાયોગ્યતા ઉપર દરરોજ વિચારણા ઘોળવામાં આવે તો** કેટલો બધો લાભ થાય? અને માસ્તરના 'ક્વોલિફિકેશન્' ઉપર જ વિવાદ કરનારા છોકરા શિખી શકે શી રીતે? જેને 'એબીસીડી' જ શિખવાની છે અથવા તો 'પ્રાઇમર' કે 'સેકન્ડબૂક' જ શિખવાની છે તેવા વિદ્યાર્થીઓ માસ્તરના એમ. એ કે બી. એ. પણાની ચર્ચા કરવામાં વખ્ત ગાળવાને બદલે પાઠ જ તૈયાર કરવામાં વખ્ત રોકે એ જ વધારે બહેતર નથી? મેટ્રિક્યુલેશન સુધી શિખેલા માસ્તરો પાસથી પણ 'એબીસીડી' કે 'પ્રાઇમર-સેકન્ડ બુક' તો જરૂર જ શિખી શકાય છે, અને તે શિખવાને બદલે ચર્ચાઓ જ કરનાર વિદ્યાર્થીઓ ભણવામાં આગ્રહી હોવા જોઇયે કે કેવળ વિવાદપ્રિય જ હોવા જોઇયે એ સ્પષ્ટ સમજાય એવું છે. ગુરુની યોગ્યાયોગ્યતાના વિવાદો એટલા બધા તો ઉપયોગી નથી; પણ **મુમુક્ષુ** જ થવું હોય તો તો પોતાની યોગ્યાયોગ્યતાનો જ વિચાર કરવો વધારે મુનાસિબ છે. ગુરુ કેવા હોવા જોઇયે? પોતાને **સૌથી વધારે પૂજ્ય** અને **સર્વોપરિ પ્રિયતમ** લાગતા હોય, અને જેમની પાસેથી પોતાને **શ્રી હરિના માર્ગની ચાવી મળી શકતી હોય** એવા ગુરુ હોય. દેશમાં બહુ યે પંડિતો, શાસ્ત્રીઓ, વિદ્વાનો અને જ્ઞાનીઓ ગણાતા હશે, પણ **ભગવતી મીરાંબાઇનું** હૃદય એ બધામાંથી કોઇને નહીં અને **મહાત્મા રોહીદાસજીને** જ ગુરુ માની શક્યૂં છે. આ **ઉપરથી સ્પષ્ટ છે કે** બહારની યોગ્યાયોગ્યતા કરતાં **મુમુક્ષુ હૃદયની શ્રદ્ધા ઉપર** જ વધારે આધાર છે. નાતજાત કે પંડિતાઇ ઉપર ગુરુનો કશો આધાર નથી, માત્ર શ્રદ્ધા ઉપર જ એનો આધાર છે અને **એ શ્રદ્ધા કંઈ સાધારણ વસ્તુ નથી.**

પોતાની બુદ્ધિને અને પોતાની દલીલોને પણ જે પ્રીતિમાં પેસ-વાની જગા જ મળે નહીં એ પ્રીતિનું નામ શ્રદ્ધા છે; આવી શ્રદ્ધા બુદ્ધિની બધી બાબતો કરતાં ઊંચી છે, કેમકે એ દૈવી પ્રજ્ઞાનની માતા (Mother of Divine Wisdom) છે; અને આટલા માટે જ એક ઇસ્લામી સંતે કહેલું છે કે:- ગર ખુદા ન હો તો ખુદ બનાકે પૂજેંગે! એ જ સાચું લાગે છે, અને એમ શ્રદ્ધાથી કામે રોકાઈ જવું એ જ માર્ગ છે. પોતાની બુદ્ધિ જો ગુરુની સમજણમાં ખામી જ જોઈ શકતી હોય તો બહેતર છે કે એણે હૃદયને ઠગવું નહીં, કેમકે મન ઉપર બળાત્કાર તો કોઈ કરી શકતું નથી. શિક્ષકની ખામી જોઇ શકનાર વિદ્યાર્થીને શિક્ષક સંગીન લાભ કરી શકતો નથી અને એવી સ્થિતિમાં નિશાળ બદલવી એ જ વિદ્યાર્થીને માટે હિતકારક છે. કિં બહુના! ॐ तत्सत् ॥

૮ — જ્યારે જ્યારે અસ્થિર મન અનિત્ય પદાર્થોના સંબન્ધમાં આવવા માંડે, ત્યારે ત્યારે કલમ પાંચમીમાં વિચાર્યો પ્રમાણે ખૂબ આગ્રહથી એને માર્ગમાં મૂકવું અને વૃત્તિઓને એમાં રોકી દેવી, મનને ઘડી ભર ઘેલું જ બનાવી દેવું, એ જ તાન લગાડી દેવું અને ગાતાં ગાતાં અન્દર ઉતારવા માંડવું કે:—

— ૧ —

હો જા પિયાજીકા ઘેલા! મુસાફિર! હો જા તું ઘેલા ઘેલા!
જગત સરાહી સમજ લે જાદુઇ! જૈસા કિ સુપનેકા મેલા! મુસા૦
પંચ મહાભુત આયે ઇકઠ્ઠે! જાના અકેલા અકેલા! મુસા૦
હો જા તું હલકા દીવાના દિલકા! હરિગુરુદેવકા ચેલા! મુસા૦
રામદીવાના તો દેનોસેં બ્હડીઆ! ખેલત ખેલ અખેલા! મુસા૦
સાગર હરદમ 'ગુરુ ગુરુ' રટના! છોટાસા મન્તર સ્હેલા! મુસા૦

એ જ ચિન્તન અને એ જ મનન અને એને લગતા બધા નિયમોનું આગ્રહથી પાલન – એટલા બધા આગ્રહથી કે :–

**‘ મેરુ ચળે પણ ન ચળે ચિત્ત ’.**

**જપ, ભજન, મનન, કીર્ત્તન અને એમાં ચૂકાય તો પોતાને જરૂર જ શિક્ષા . ૐ तत्सत् ॥**

૧ – મનની વિહ્વળતા મટાડવાનો આબાદમાં આબાદ માર્ગ શ્રી હરિનામના જપનો જ છે, એના મનનનો જ છે. શ્રી હરિનામનો જપ અને એનું મનન વધારવું – એટલું બધું વધારવું કે જાણે એમાં ઘેલા જ થઇ જવાય ; અને દુનિયાદારીના ડાહ્યા કે દુનિયાદારીના મ્હોટા માણસ થવા કરતાં શ્રી હરિના ઘેલા થવું, શ્રી હરિના દાસના દાસ થવું એ લાખ ગણું ઊંચું છે. રાજાઓ અને મહારાજાઓએ એવા ઘેલા થવું અને એવા દાસાનુદાસ થવું ચાહ્યું છે અને અમ્બરીષ, મયુરધ્વજ, ભર્તૃહરિ, ગોપીચન્દ, ધ્રુવજી, પ્રહ્લાદજી, મીરાંબાઈ, હરિશ્ચન્દ્ર, પીપાજી, વિભીષણ અને પુષ્પદંત મહારાજ, તેમ જ ભગવાન બુદ્ધદેવ જેવાં રાજવંશીઓને પણ હરિનામ ગાવું અને હરિ–નામના ઘેલા થવું એ રાજ્ય ભોગવવા કરતાં પણ બહુ ઊંચું લાગ્યું છે. શ્રી હરિનામ જપવામાં આપણાં હાલનાં ભણેલાં ભાઈબહેનોને કદાચ શરમ લાગે છે અને તેઓ વિચિત્ર પ્રકારની હજારો દલીલો કરે છે પણ આ રાજવંશીઓના દિલમાં નથી આવી દલીલ કે નથી લાગી શરમ ! આપણા ભણેલા ભાઇઓ કરતાં એમની બુદ્ધિ જરૂર થોડી હશે અને શ્રદ્ધા એમના કરતાં દસ વીસ કરોડ ગણી પ્રબળ હશે. વારંવારના જપ અને વારંવારના નામસ્મરણથી અને વારંવારના એક જ મનનથી એમને તો શ્રી હરિના નામનું એવું જ ઘેલું લાગી ગયેલું કે એમનાં મન અને બુદ્ધિને બીજી બાબતોમાં રસ પડે

જ નહીં અને આપણે પણ એવી જ સ્થિતિ એ જ ઉપાયથી મેળવી શકીએ – અનુભવી શકીએ. સંતોનું સમજવું તો એવું પણ છે કે શ્રી હરિના કરતાં પણ શ્રી હરિનું નામ વધારે બળવાન્ છે અને તેથી જેમ બને એમ એનો જપ વધારે કરવો. બલિહારી શ્રી હરિના નામની! એના જપની અને એના જ ચિન્તન – મનનની! વારી જાઉં ગુરુમહારાજના નામને!

– ૪ –

બલિહારી મૈં વારી જાઉં – ગુરુજી! તુમપેં બલિહારી મૈં વારી જાઉં!
આપ પ્રભુજી! અનાથ કે નાથા! મૈં તો અનાથ હો જાઉં! ગુરુજી ૦
બન્ધુ હો દીનોં કે પ્યારે દયાલુ! મૈં મોહે દીન બનાઉં! ગુરુજી ૦
પ્રેમસ્વરૂપ પ્રભો! તુમ હો જી! મૈં પ્રેમી બન ગુન ગાઉં! ગુરુજી ૦
આપ ગુણાતીત ગોવિન્દ પ્યારે! સૂન પર ધૂન મૈં લગાઉં! ગુરુજી ૦
સાગરરાજ પિયા મોરે પ્યારે! બનકે સરિત મીલ જાઉં! ગુરુજી ૦
ૐ શ્રી હરિ :॥

૧૦ – બસ – લગભગ ઘણી વાતોના ખુલાસા થઈ જાય છે. ન્હાનકડા વિદ્યાર્થીને માટે જેમ અમુક નિયમો હોય છે, અને તે એણે પાળવા જ પડે છે, તેમ શ્રી હરિને માર્ગે જવા ચાહતા જીવાત્માને માટે પણ ખાસ નિયમો હોય છે અને તે એણે પાળવા જ પડે છે; ન્હાનકડો વિદ્યાર્થી જો નિયમો પાળવામાં વારંવાર બેદરકાર રહે અને જાણી જોઈને ઉદ્ધત થાય, તો એને શિક્ષા થાય છે – એને એક દિવસ ખાવાનું મળતું નથી, તેમ શ્રી હરિને માર્ગે જવા ચાહતો જીવાત્મા જો વારંવાર બેદરકાર રહે અને ઉદ્ધત થાય તો એને પણ શિક્ષા થવી જ જોઇયે, એને એક બે દિવસ ખાવાનું મળતું તદ્દન અટકાવવું જોઇયે, એની એક દિવસની ઊંઘ દંડ થવી જોઇયે અને એવી ન્હાની મ્હોટી શિક્ષાઓ એને માટે જરૂર જ મુકર્રર થવી

જોઈયે. ભટકણુ થઈ ગયેલા મનને, વંઠી ગયેલા ચિત્તને અને નાશવંત બાબતોમાં જ આસક્તિ ધરાવનારા મોહવશ હૃદયને ઠેકાણે લાવવા માટે કરવા જેવા આ આબાદ ઈલાજ છે. ૐ॥

૧૧ – આપણી આસપાસની સ્થિતિ એટલે આપણા દેશની હવા જ આધ્યાત્મિકમાં જાણે ‘પ્લેગ’ વાળી થઇ ગઈ છે! સાધુઓ અને બાવાઓમાંથી પણ ત્યાગની ભાવના ઘણે ભાગે ઘટવા લાગી છે એ વાત ખોટી નથી; પણ એનૂં કારણ શૂં છે? ગૃહસ્થાશ્રમો જૂઠા ચાલે છે અને આર્યોના સંસાર એવા ચાલે છે કે નહીં અંગ્રેજી અને નહીં આર્ય! એવા વર્ણસંકર-પણાના ગૃહસ્થાશ્રમમાંથી આવનારા સાધુઓ ત્યાગની ઊંચી ભાવનાથી પરિપૂર્ણ ન હોય એ સ્પષ્ટ છે. ગૃહસ્થાશ્રમો અડધા વિલાયતી થઈ ગયા છે! એમાં સેવાબુદ્ધિ નથી, સ્નેહભાવ નથી, કર્તવ્યપાલન નથી, ‘હૂં ને મ્હારી વહૂ’ વિના ઈતરનો સમાસ નથો! આર્યપણૂં નથી! સુધારાના (Progressના અને Civilizationના) નામ નીચે આવો જ અનાર્ય જેવો ગૃહસ્થા-શ્રમ દેશમાં ઠેકાણે ઠેકાણે નથી ચાલતો? અને એવા આશ્રમમાંથી નિકળતા સાધુઓ કેવા હોય? ગૃહસ્થાશ્રમ એવા છે એનૂં કારણ પ્રથમાશ્રમ – સૌનો પાયો બ્રહ્મચર્યાશ્રમ – બિલકુલ દેશમાં છે જ નહીં, એ છે. જે ઇમારતને મૂળમાં પાયો જ નહીં તેના મજલાની હાલત કેવી હોય? પ્રસંગોપાત્ત આ વાત પણ અહીં આપણે જરાક વિચારી લીધી. ૐ તત્સત્ ॥

૧૨ – બસ – નામને આધારે – શ્રી હરિના નામને આધારે જીવન ગાળો અને વિચારો કે દેશમાં પ્લેગનો રોગ ચાલે છે, અકસ્માતો થાય છે અને માણસો ઓચિન્તાં જ ટપોટપ મરણ પામે છે, એમાં તમે મરી ગયા નથી! તમે શૂં કરવા બચ્યા છો? એટલા માટે જ કે શ્રી હરિના નામને આધારે જીવવાની તમને આજથી એક તક આપવામાં આવી છે માટે જ જીવ્યા

છો. આમ સમજો અને દિલને ખરો રંગ ચડાવવા માંડો અને શ્રદ્ધાથી, વિશ્વાસથી ગાયાં જ કરો કે: —

— ૯ —

હરિગુરુનામઆધારા ! તું તો, પ્યારા ! હો જા નામઆધારા !
જો જો પૂજે વાકો વોહિ પૂજન દે ! પલ ભી તું હો નહીં ન્યારા ! તું૦
એક હિ નામ અનામી અકામી ! એક હિ પ્રેમ પિયારા ! તું૦
ઈત ઉત ફેલત ચિત્તકો રુક લે ! લગનીકી ધૂન મેં, દૂલ્હારા ! તું૦
તાજ્જુબ ! પથર તરત જલમેં ! વાહ ! પ્રીતિકી ગતિ હે અપારા ! તું૦
સાગર હિરદા હરિગુરુરંગી ! નામ સહારા હમારા ! તું૦
ૐ શ્રી હરિ:॥

૧૩ — કર્મ, ઉપાસના અને જ્ઞાન એવા ત્રણ માર્ગો આર્યોના વેદોમાં જીવાત્માને પરમાત્માના દર્શન માટે નક્કી કરવામાં આવ્યા છે અને તેમાં શ્રી હરિનામનો જપ એ એવો વિધિ છે કે જેમાં કર્મની સાથે ઉપાસના જોડાયલી છે. જે સ્થિતિમાં આપણે જીવીએ છીએ તે સ્થિતિને અનુકૂળ પડે એવો અને અનેક યુગોનાં વિક્ષેપક મળ અને આવરણ દૂર થઇને પરમાત્માનું દ્વાર ખુલ્લું થાય એવો સર્વોપરિ માર્ગ વારંવાર શ્રીહરિનામના જપનો છે. મન જ્યારે જ્યારે નવરૂં પડે ત્યારે ત્યારે સંભારીને એકદમ એને એ ગોખવાનું કામ આપી દેવું અને એમાં ગફલત કરે કે ઉદ્ધત થાય તો એને શિક્ષા કરવી. આ ખૂબ યાદ રાખવું. ૐ॥

૧૪ — મનુષ્યનું જીવન ટેવથી જ ઘડાયલું છે. આપણને અમુક ગમે છે અને અમુક નથી ગમતું એનું કારણ આપણી ટેવો જ છે અને આપણી એ ટેવોના ઘડનારા આપણે જ છીએ. એ આપણે પોતે જ ખૂબ પુરુષાર્થ કરીને આપણી ટેવો બદલવા ચાહીએ અને બધી બાબતો કરતાં શ્રી હરિના નામને જ સૌથી

વધારે વ્હાલું કરવા ચાહીએ, તો આપણે જરૂર જ એમ કરી શકીએ છીએ. મહા પાપીઓ પણ દિલમાં ખરી ઈચ્છા જાગતાં તુરત જ એમ કરી શક્યા છે અને ભવસાગર તર્યા છે. અરે–ઘાઘરી પહેરનારી આપણા દેશની દીકરીઓ પણ અભ્યાસ અને વૈરાગ્ય વડે શ્રી હરિની પ્રીતિ પામી છે – દુનિયા જેને ઢેડ, ભંગી, કોળી, હજામ અને કસાઈ ગણે છે એવા પણ શ્રી હરિનામના જપથી અને ચિન્તનમનનથી શ્રી હરિના લાડીલા થયા છે અને મ્હોટા પંડિતો પણ આજે એમનાં ગીત ને એમની સ્તુતિ ગાય છે. તેઓ જો કરી શક્યા, તો આપણે એમને જ-માર્ગે જઈને શા માટે ન કરી શકીએ? ૐ તત્સત્ ॥

૧૫ – કમર કસીને ભજન કર્યા વિના ભવસાગર કોઇ તરી શકયું નથી ને તરી શકે નહીં, અને દિલને ખરો રંગ ચડાવ્યા વિના તો કોઇનું ભજન ફળ્યું નથી અને ફળી શકે નહીં. એ ખરો રંગ દિલને ચડાવવા માટે જપ-પોપટીઓ જપ નહીં, જપ કરીએ એટલી જ વાર રંગ ચડે એવો જપ નહીં પણ હૈયુ કાયમનું હરિરંગી થાય એવો આગ્રહપૂર્વક જપ અને એનું વારંવાર ચિન્તનમનન અને દૃઢીકરણ આવશ્યક છે. ભજનકીર્તન એ એમાં મદદગાર છે અને નાશવંત પદાર્થોની પ્રીતિ એ એમાં દુશ્મનરૂપ છે. હરિનામના વારંવારના જપથી એ દુશ્મન જરૂર જ હારે છે. ૐ તત્સત્ ॥

૧૬ – હાલના યુગમાં છાપખાનામાં છપાયલાં પુસ્તકો બધી જાતનાં મળી શકે છે અને આત્મજ્ઞાનને લગતાં પુસ્તકો સહેલાઈથી માણસો મેળવી શકે છે. આવી સ્થિતિનો અભ્યાસ અને મનન વડે સારો ઉપયોગ કરીને બહુમુખી મનોવૃત્તિઓને આત્મામાં અંદર વાળવાને બદલે માણસ ઉલટું કેવળ ‘વાચિક જ્ઞાની’ (યાને લૂખો ફિલસુફ) જ બને છે! જો યોગ્ય વિધિથી લેવામાં આવે તો સોમલ જેવું કાતિલ ઝેર પણ

અમૃત તુલ્ય અસર કરે છે, અને વિધિ વિના લેવામાં આવેલી કસ્તુરી જેવી ઊંચી ચીજો પણ ઝહેર જેવી અસર કરે છે, આટલા માટે જ જેમ દવાઓ દાક્તરની દેખરેખ નીચે અને દાક્તરને હાથે જ લેવી એ સલામતી ભરેલું છે, તેમ જ્ઞાનના ગ્રન્થનો અભ્યાસ પણ ગમે તેમ નહીં, પણ ગુરુની અથવા કોઈ **સન્ત-મહાત્માની દેખરેખ નીચે રહીને એમના દ્વારા** કરવો મુનાસિબ છે, અને નહીં તો અક્કલની જ ખેલબાજી યાને સૂક્કી ફિલ્સુફી વિના વિશેષ પરિણામ એકલાં પુસ્તકોથી આવવું સંભવિત નથી, જ્યાં સુધી એવો સંતમહાત્માનો કે ગુરુનો યોગ આવે નહીં, ત્યાં સુધી સમજવું કે ચિત્તની હજી પાત્રતા થઇ નથી અને એ પાત્રતા થવા માટે હરિનામનો આગ્રહપૂર્વક જપ અને વારંવાર એનું સ્મરણ-ચિન્તનમનન કરવું એ જ સૌથી પ્રથમ પગથીઊં છે.

— ૬ —

હરિ હરિ હરિ સુમરો રે! મેરે દિલ! હરિહરિહરિ સુમરો!
જીવતાં જીવતાં મરી જવૂં, ભાઇ! જ્યમ ત્યમ પંથે પળો! મેરે૦
નવસેં ને નવ્વાણુ જન્મો, ત્યાસી લાખ હઝારો!—
હીન્દુ પુરાણ પુકાર કરે, ભાઈ! હરિ જાણ્યા વિણ હાર્યો! મેરે૦
તૂં જાણે કે પોથે થોથે, થઈ પંડિત હરિ જાણૂં!!
ભારે થાતો ભણતરથી, ભાઈ! હરિનૂં ઘર હલકાનૂં! મેરે૦
સંત તણૂં શરણૂં લેવૂં, ભાઇ! પૂરા અનુભવીઆનૂં:
પોથૂં છોડો ને પકડો કાંડૂં, જીવતાં જીવિત સુવાનૂં. મેરે૦
શબ્દ સંતનો જે પકડે તે, સુફળ કરે જન્મારો!
હરિગુરુદેવદયાએ, સંતો! સાગરયાને તાર્યો! મેરે૦
ૐ તત્સત્ ॥

૧૭ – રામનામની દિલને આબાદ લગની લાગે એટલા માટે ઉપર કહેલા વિધિપુરસ્સર રામનામની માત્રા, સંસાર-રોગ લાગેલા જીવાત્માએ સદ્ગુરુવૈદ્ય પાસેથી લઇને, એ ઉપચાર એકદમ અમલમાં મૂકવો જોઇયે. એમાં વિલંબ કરવો એ ખુદ જીવાત્માને હાનિ કરનારૂં છે. કેટલાક ભાઇઓ જેમનાં મન પશ્ચિમની કેળવણીના નશાથી વ્યામોહ પામ્યાં છે તેઓ રામનામનો જપ કરવાને બદલે ઊલટી એમાં લાખ જાતની વિચિત્ર દલીલો કરે છે કે 'રામ રામ કરવાથી તે શૂં થાય?' વગેરે વગેરે! દિવસ રાત્રિના ૨૪ કલાકમાં રોજના ચાર પાંચ કલ્લાક પણ ચાર છ માસ જાતે એક આસને બેસીને રામ રામ જપી જોયા પછી જ એ બરાબર સમજી શકાય એવું છે. માત્ર વાતો જ કરનારા અને નાશવંત બાબતોથી મોહી રહેલા બોલકણા માણસોથી એ સમજી શકાય એવૂં નથી. લાંબા કાળ સુધી જપ થાય છે ત્યારે જ સૂક્ષ્મ શરીરનૂં શોધન થાય છે, અને નાશવંત પદાર્થોની પ્રીતિને બદલે હૈયામાં પરમાત્મપ્રીતિ સ્થપાય છે. રામનામ એજ ષડ્રિપુઓનો વિનાશ કરનારૂં(disinfe ctant) છે. રામમંત્રનો મહિમા તો અપાર છે – અનિર્વચનીય છે.

– ૭ –

હમારા રામમંત્ર હૈ પ્યારા, કોઇ ભેદુ જાનનહારા!
જિસકા અનભે અગમ અપારા! ઉસકો ક્યા જાને સંસારા! હમારા ૦
રામમંત્રકો ગુરુગમસે, ભાઇ! કોઈ વિધિસેં ના જપતા!
ઉસી સબબસે રામમંત્રકો ગુરુજી કિસ્કો ના દેતા! હમારા ૦
આદિ મંત્ર યે, અમર મંત્ર યે! સબ મંત્રોમેં બંકા!
સાન, સમજ, ગુરુગમસે ભજ લે! કામ ફતેહકા ડંકા! હમારા ૦
રામમંત્રસે તર્યા કબીરા, દુષ્ટ દશાનન માર્યા!
કૈસા દિલ વાલ્મિક થા, સંતો! બ્રહ્મઋષિ કહેલાયા! હમારા ૦
રામમંત્ર તારક ગુરુવાક્ક! દિલ જિસ્ને ઠહરાયા!
સમ બરાબર રામ બના દે! સાગર અનભે પાયા! હમારા ૦

ખરેખર, ત્રિવિધિ તાપના સમૂળા નિવારણ માટે રામ-મંત્ર એ એક જ અસલ અને આબાદ ઇલાજ છે. બીજા બધા ઇલાજ ઉપરછલા છે. ॐ राम तूंहि ॥

૧૮ - પરન્તુ, રામનામના મહિમાનો એવો સ્વાનુભવ થવા માટે જપના આરંભ પછી તુરત જ એની અંદર ધૂન પણ લાગવી જોઇયે. એની પાછળ ઘેલા થવું જોઇયે. આહા! રામ-ધૂન એ એક જ ખરી ધૂન છે અને જીવને શિવમાં ફેરવી દે-નારી—નરને નારાયણ બનાવનારી અને ઇન્સાનને અલ્લાહનો ખુદનો પૂરો અનુભવ આપનારી રામધૂનનો મહિમા પૂરેપૂરો તો ચીંથરાના કાગળ ઉપર કોણ ચીતરી શકયું છે? આહા! રામધૂન! મચાવીએ એ રામધૂન!

— ૮ —

રામધૂન લગી લગી મેરે દિલ — રામધૂન લગી લગી મેરે દિલ —
સાહેબધૂન લગી લગી મેરે દિલ — રામધૂન લગી લગી મેરે દિલ —
લગીં લગીં લગીં મેરે દિલ — રામધૂન ૦

કોઇકો તનધનજોબનકી ધૂન — કોઇકો કુટુમ્બ કબીલાકી;
ઇશ્કધૂન મેરે મનમેં લાગી, સાગર સાહેબ મૌલાકી! રામ ૦

જ્ઞાની બનકે પોથી ઝ્હડતા, બ્રહ્મવાદકો બતલાતા!
આપે કરતા તનધન ચિન્તા! કયા સાહેબકો ફુસલાતા! રામ ૦

કોઇ રાગી, ભાઇ! કોઈ બેરાગી! મન મસ્તાના મદમાતા!
સાગર રામરસાયનરસિયા! રુંવે રુંવે બસ રંગ રાતા! રામ ૦

અને, શરીર જન્મ્યા પહેલાં જેની સાથે સંબન્ધ હતો અને શરીર છૂટયા પછી જેના સંબન્ધ વિના ચાલવાનું જ નથી, તેના નામની ધૂનમાં જો ઘેલા નહીં બનાએ ને આ ચાર દિવસની

ધર્મશાળાના મામલામાં ઘેલા બની જઇશું તો બરકતે શી થવાની છે? બધા જ સંતો અને બધાં જ શાસ્ત્રોને લાખો પ્રકારે એક જ વાત કહેવાની છે કે જીવાત્માએ પરમાત્માના નામમાં ગમે તે રીતે ઘેલા થઈ જવું. ॐ तत्सत् ॥

૧૯ – હીન્દુ, મુસલ્માન, ખ્રિસ્તી, પારસી, બૌદ્ધ અને જૈન વગેરે કોઈ પણ ધર્મમાં એમ તો નથી જ કે માણુસે લાખ વરસ જીવવું છે! અને એટલા માટે લાખ રૂપિયા કમાવા છે! બધા ધર્મોના સંત પુરુષો એક મતે કહે છે કે માણુસની આ દુનિયાની મુસાફરી અલ્પ કાળની છે અને આ લોકના પદાર્થો કે જેની સાથે એનો સંબન્ધ થોડાં જ વરસોનો છે, તેમાં એ જેટલું ઓછું ફસાય ને ઓછું દિલ લગાડે તેટલો જ એને ધર્મનો અનુભવ વધારે થાય અને કાયમનો થાય. પોતાના હૃદયની વિશુદ્ધિ અને નાશવંત પદાર્થો તરફ દિલની અનાસક્તિ એ તો હરકોઈ સુજ્ઞ મનુષ્યનો ધર્મ છે અને જે રીતે એ થતું હોય તે રીતે દરેક જીવાત્માએ જરૂર જ જિન્દગી ગાળવી જોઇયે એવું કયા ધર્મમાં શિખવ્યું નથી? કયા સંત પુરુષનો એમાં વિરોધ છે? પણ જેને માત્ર પોતાના મનસ્વી તરંગો પ્રમાણે જ ચાલવું છે અને નાશવંત પદાર્થોમાં જ તૃપ્તિ પામવી છે તેના ધર્મમાં એ નથી આવતું. સાચું તો એ છે કે એ ધર્મ નહીં પણ અધર્મ જ છે. પ્રભુના પ્રેમ વિના ખરી તૃપ્તિ કોઈ પામી શક્યું જ નથી અને પામી શકે પણ નહીં. એ પ્રેમ! આહા! પ્રેમ! એ ઈશ્ક! બસ ઈશ્ક!

– ૯ –

બસ ઈશ્ક ઈશ્ક પુકારવું! ન ઇતર ધરમ! ન ઇતર કરમ!
પૂરેપૂરા પાગલ થવું – બનવું બરાબર બેશરમ! બસ૦

સાથે કશૂં ના આવશે –
જે આવ્યૂં જયાંથી ત્યાં જશે :
કર ખ્યાલ શી હાલત થશે ? લે પ્યાલી પી ગરમાગરમ ! બસ૦

* * *

રે કોણ છે કોનૂં અહીં !
ઠેર્યાં બધાં તંબૂ મહીં !
હાં ! હાં ! હઠો ! ઠગશો નહીં ! ઉકલ્યો મ્હને સઘળો ભરમ ! બસ૦

* * *

અને, એ પ્રેમથી હૈયુ પરિપૂર્ણ બને એટલા માટે હરદમ એ જ જપાવૂં જોઇયે. ॐ પ્રેમ ! પ્રેમ ! પ્રેમ !

૨૦ – હાલના ઝમાનામાં કેટલાક વધારે ભણેલા ભાઇઓ જગત્‌ની સેવાની દલીલ બહુ જોરથી રુજૂ કરે છે. જગતની સેવા અને સૌ કોઇને ઉપયોગી થવાની ફરજ બહુ સુન્દર લાગે એવી છે, પરન્તુ ખરા મુમુક્ષુએ તો એવા પોકારોથી મોહ પામવૂં બિલ્કુલ આવશ્યક નથી. આખૂં જગત્ કદાપિ ફર્યૂં નથી અને ફરી શકે એવૂં કદાપિ સંભવિત નથી. જગત્‌નાં દુઃખો (૧) આધિભૌતિક, (૨) આધિદૈવિક, અને (૩) આધ્યાત્મિક એ ત્રણ પ્રકારનાં છે અને જો મનુષ્યનૂં આધ્યાત્મિક દુઃખ દૂર થાય તો બીજાં દુઃખો એના ઉપર અસર કરી શકતાં જ નથી. આ મૂળતત્વની વાત છે. આધ્યાત્મિક સુખ એટલે આત્માની પરિતૃપ્તિ એટલે પરમાત્માની પ્રીતિ જો જીવાત્માને અનુભવગમ્ય હોય તો આધિભૌતિક દુઃખ કે સુખથી એ કેવળ બેતમા બની જાય છે, અને જો આધિભૌતિક રીતે સુખી હોય પણ આધ્યાત્મિક શાન્તિ ન હોય તો ખરૂં સુખ કદાપિ અનુભવમાં આવતૂં નથી. આટલા માટે પ્રભુપ્રીતિના અભ્યાસ વડે

આત્માની કાયમની શાન્તિ એ એક જ જીવાત્માને સર્વસ્વને ભોગે પ્રાપ્તવ્ય વસ્તુ છે. આ વાત જ્યાં સુધી સ્વીકારાશે નહીં, ત્યાં સુધી એક માણસ કે લાખો માણુસોની પ્રજાઓ સનાતન સુખ અને શાન્તિથી દૂર જ રહેશે. સારૂં યુરોપ અત્યારે ભયંકર કતલખાના જેવૂં બન્યૂં છે તે પણુ આ ભવ્ય સત્યનો અનાદર થવાને લીધે જ છે. બાકી આધિભૌતિક બાબતોમાં તો યુરોપની પ્રજાઓને કંઇ યે કમી નથી, છતાં લાખો માણુસોનો સંહાર કરવાનૂં કર્મ યુરોપિયન લોકો શૂં કામ કરે છે? આધ્યાત્મિક સુખશાન્તિની અવગણના અને આધિભૌતિક સુખશાન્તિની બેશુમાર પર્વા એ જ મુખ્ય કારણુ છે. મનુષ્યે અને પ્રજાઓએ આ ઉપરથી ચેતવૂં જોઇયે, સાર લેવો જોઇયે અને સમજવૂં જોઇયે કે કોઇ પણ દૃશ્ય પદાર્થ એવો નથી કે જે જીવાત્માને કાયમની શાન્તિ આપી શકે. જન્મ્યા પહેલાં જે ઘેર નિવાસ હતો અને મૃત્યુ પછી જે ઘેર નિવાસ થવાનો છે તે ખરા વતનની સાથે જ જીવાત્માને સાચો સંબન્ધ છે અને તે વિનાની બીજી બધી બાબતો કેવળ હંગામી (યાને temporary) છે. ॐ तत्सत् ॥

૨૧ — અને, પોતાનામાંથી કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે દુશ્મનોની સત્તા પૂરેપૂરી નાબૂદ કર્યા વિના બીજાને સુધારવાની અને સેવા કરવાની પોકો પાડનારા અને લેખો લખનારા કે ભાષણો કરનારા આપણા ભાઇઓને તો શૂં કહી શકાય! ખરે, એ દશા જ કંઈ એવી હઠીલી છે કે એ દશામાં મનુષ્ય કોઇનૂં સાંભળવાને પાત્ર પણુ હોતૂં નથી. વારંવાર નિરાશાઓ મળે અને પોતાની જાતને જ અનુભવો થાય, ત્યારે જ મનુષ્ય શિક્ષણુ સ્વીકારી શકે છે. ખરૂં તો એ છે કે, પોતાને પૂરેપૂરૂં સુધાર્યા વિના મનુષ્ય અન્યને સુધારી શકતો જ નથી - ખરી અને ઊંડો ટકે એવી સેવા કરી શકતો જ નથી;

માટે જગતની સેવા કરવી હોય કે જગતને સુધારવું હોય તોપણ મનુષ્યે પોતે જાતે શ્રવણ, મનન, ચિન્તન અને પ્રભુની પ્રીતિના અભ્યાસ વડે પોતામાં પહેલાં પ્રભુને ભરવા જોઇયે – પોતામાં પહેલાં જાતે અનુભવવા જોઇયે અને તો જ મનુષ્ય સાચું મનુષ્ય બની શકે અને પોતે એવી ઊંચી સ્થિતિના સ્વાનુભવ વિના પણ જગતની સેવાની વાતો કરવી એ તો મૂર્ખાઇ જ લાગે છે – અને એકલી મૂર્ખાઇ નહીં પણ કંઇક મૂઢતા સુદ્ધાં લાગે છેઃ–

– ૧૦ –

કોઈ ભલો મૂર્ખો હતો – વ્રત લીધું એવું નવું કંઈ:–
'જગ રંગું લાલ બધું જ તો – બસ જોઉં યા જીવું નહીં!' કોઈ૦

લાખો 'બજેટ' બનાવતો!
કંઇ ભાવતાલ પૂછાવતો!
પત્તો ન તો યે લાગતો! બર્બાદ સૌ મ્હેનત થઈ! કોઈ૦

ગુરુ જાણભેદુ વચન કથ્યાં:–
'અય મૂર્ખ! જગ રંગાય ના!
'અજી! લાલ ચશ્માં પ્હેર આ – મૂર્ખા! ઉમર એળે ગઈ! કોઈ૦

'બધી પૃથ્વી ચર્મ મ્હડાય ના!
'જાતે જૂતી પ્હેરાય! હાં!
'ના ના જહાં બદલાય ના! પણ થાય લય પોતા મહીં!' કોઈ૦

'સાગર! હયાતી આપની–
'બપની બલા જગને હવી!'
શી મૂર્ખતા એ ઊંધની! અજી! હું નહી તો જગ કહીં? કોઈ૦

સર્વોપરિ સત્યમાં તો એક વાત એવી પણ છે કે "પોતાની જગદાકાર વૃત્તિનું નામ જ જગત્ અને એ વૃત્તિ તો બ્રહ્માકાર એટલે શ્રી હરિમાં ખોવાવા માંડે એટલે જગત્ જગત્ રહેતું જ નથી પણ ૐ બને છે." છતાં તત્ત્વજ્ઞાનની એ ઊંડી વાતો – જે સ્વાનુભવ વિના બહુ ખપની નથી તેમાં અત્યારે તો આપણે નહીં ચડીએ. ૐ तत्सत् ॥

૨૨ – પોતાના હૃદયને શ્રી હરિનો રંગ લગાડવાનો છે એ હરકોઈથી બની શકે એવું છે – જો થોડી, પણ ખરા દિલની મરજી થાય તો. કેટલીક વાર મન આસપાસની સ્થિતિનો અને બીજાંઓનો દોષ કહાડે છે અને પોતે અટકી પડે છે. 'શું કરીએ ? કશો ઉપાય નથી' એવું માની લઈને પ્રમાદમાં પડી રહે છે ! વેપાર, ધંધો, નાતજાત, સગાંવ્હાલાં અને એવી બાબતોમાં તો પ્રમાદ નડતો નથી ! માત્ર એક જ વાતમાં પ્રમાદ થાય છે અને બીજાંનો દોષ કહાડવાનું ગમે છે અને તે પણ જે કામ યુગોના યુગોથી જીવાત્માએ મુલ્તવી રાખ્યું છે તે પરમાત્મામાં પ્રીતિ લગાડવાનું કામ ! એમાં જ પ્રમાદ અને એમાં જ બીજાનો દોષ ! ખરૂં તો એ છે કે :–

– ??? –

બીજાને દોષ ન દઇયે : મુમુક્ષુ હો ! બીજાને દોષ ન દઇયે.
ભાસ્યું બીજું જીવ ત્યાંથી જ ભૂલ્યો ! ભૂલ્યો ડૂબે ભવદરિયે. મુ૦
ઊંધે સ્વમુખે મસી ઘસી મેળે ! દર્પણ દુષ્ટ ન કહીએ ! મુ૦
ચિત્તવિકલ્પ જ હસ્તી જગતની ! છેદવી જડ નિજ હૈયે. મુ૦
ત્રિગુણી જગત નિજ ચિત્તનો પડઘો ! ચિત્તે સમાધિસ્થ થઇયે. મુ૦
સાગર હરિગુરુસન્તપ્રસાદે, હદ વટી બેહદ રહીએ. મુ૦

અને ખરૂં તો એવું છે કે પોતાની નિર્બળતાનો અને પોતાની અભક્ત વૃત્તિઓનો આરોપ બીજા ઉપર મૂકવામાં હઠીલા મનની હરામખોરી વિના બીજૂં કશૂં નથી. એ હરામખોરી માટે તો એને શિક્ષા કરીને માર્ગે ચડાવવૂં જ જોઇયે. ૐ तत्सत् ॥

૨૩ — આ જીવાત્માએ લાખો વાર શરીર ધારણ કર્યૂં, લાખો વાર ઘરસંસાર ભોગવ્યો, લાખો વાર ઇન્દ્રિઓને લાડ લડાવ્યાં અને લાખો વાર સગાંવ્હાલાં અને કુટુમ્બકબીલામાં રચ્યોપચ્યો રહ્યો! હવે આ એક જન્મમાં કદાચ એ બધી બાબતો ઓછી બની શકે અને માત્ર શ્રી હરિનામનૂં જ ખૂબ તાન લાગે અને એમાં જ એ લેહલીન બની જાય તો એને માટે એ એક જ સર્વોપરિ ઉચિત કર્તવ્ય નથી? એ એકલૂં જ બાકી છે અને બીજાં બધાં કર્મો એણે જરૂર જ પૂર્વે કરેલાં છે મોડૂં કે વ્હેલૂં પણ જીવાત્માને એ કરવાનૂં તો છે જ કેમકે જીવાત્માને એના વિના કાયમની શાન્તિ (Eternal Peace) પ્રાપ્ત થવાની છે જ નહીં. જીવાત્મા જાતે પરમાત્માનો બન્યો છે અને માટીનો બન્યો નથી એટલા માટે માટી ના પદાર્થોથી એ પૂરેપૂરી તૃપ્તિ પામી શકે જ નહીં, પણ પરમાત્મપ્રીતિમાં ભળી જાય ત્યારે જ પૂર્ણ તૃપ્તિ (Satiety of the Soul) પામી શકે. પોતાના સ્વરૂપનૂં અનુભવજ્ઞાન થાય ત્યારે જ હૂંપણૂં પૂરેપૂરૂં શ્રી હરિના વિરાટ સ્વરૂપમાં શમી જાય. શ્રી ભક્તિમહારાણી જ એમાં મુખ્ય કર્તાકારવતા છે. વારંવાર વિચારીને શ્રી હરિનામના સતત અભ્યાસ વડે દિલમાં ઠસાવી દેવૂં જોઇયે કે :—

સાગર! જગવ્યવહાર સૌ, કેવળ સ્વપ્ન સમાન!<br>
સુધરો કે બગડો ભલા! નહીં વૃદ્ધિ નહીં હાણ!

– ૧૨ –

આત્મજ્ઞાન શીરમણી, સબનતેં આત્મજ્ઞાન શીરમણી.
ગુરુ બિન કોઉ જ્ઞાન ન પાવે, ગુરુજી જ્ઞાનનિઃસરણી. સ૦
બિના ભક્તિ ગુરુકૃપા મીલે ના! ભક્તિ જ્ઞાનનિર્ઝરણી. સ૦
જ્ઞાન રામજી! ભક્તિ સીતાજી! ઈસી બિધિ એકીકરણી. સ૦
બ્રહ્મરતિકો યતિ કોઉ ભોક્તા! અજર અમર સતી રમણી! સ૦
સાગરરાજ સુગમ ગુરુનૌકા! પહલે પાર ઉતરણી. સ૦

જોઈ શકાય છે કે શ્રી હરિના ચરણમાં પહોંચવાને માટે સૌ કોઈને કાજે માર્ગ ખુલ્લો છે–માત્ર તેને માટે જ માર્ગ નથી કે હઠીલું થઈને જેને જવું જ નથી. ૐ तत्सत् ॥

૨૪ – આપણે એવી સર્વોપરિ ભૂમિ ઉપર શરીર ધારણ કર્યું છે કે જે દેશમાં શ્રી હરિનું સમર્થમાં સમર્થ નામ અને એનો અતુલ મહિમા આપણને કોડી પણ ખર્ચ્યા વિના કેવળ મુફતમાં મુફત વારંવાર સંભળાવવામાં અને સમજાવવામાં આવે છે! પવિત્ર ભરતખંડનો મહિમા આજકાલ જેને 'સાયન્સ' કહે છે તેમાં નથી એ વાત કદાચ ખરી હશે, પણ તેના પર થયેલાં સંતસતીઓ અને સાધુમહાત્માઓ તથા પરમાત્મપ્રેમમાં તલ્લીન થયેલાં ભગવદીય મહાજનોને લીધે જ ભરતખંડ જગત્માં સર્વોપરિ છે. દુનિયામાં બીજો એવો દેશ છે જ ક્યાં કે જેમાં રાજાઓને અને મહારાજાઓને બહારનું બધું સુખ ને બધો વૈભવ છતાં પણ પ્રભુ વિના અતૃપ્તિ અને અસંતોષ થયાં હોય? કેવી દૈવી ભૂમિ? કેવી અદ્‌ભુત ભૂમિ? આવી ભૂમિમાં જન્મીને માત્ર શરીરનાં જ સુખમાં મચ્યાં રહેવું અને પ્રભુમાં ઘેલાં ન બનવું એ શું ખરેખર શરમ ભરેલું નથી? એકદમ ચેતવું જોઇયે–કશા વિલંબ વગર જરૂર જ ચેતવું જોઇયે. પ્રભુના અનુભવ વિના બીજું કાયમનું શું છે?

– ૧૩ –

આવ્યો નગન જાવું નગન !
કોનો છગન ? કોનો મગન ?
ગુરુનામથી લાગી લગન – જીવું છું બસ મ્હેમાન શો !
– ઘેલું મ્હને લાગ્યું કશું ! હરદમ રહૂં બેભાન શો !

એવું થવું જોઇયે, અને એટલા માટે તો –

સાગર પી લે લે શી શરમ !
ખીલતી જવાનીના કસમ !
કર કર સુફલ મોંઘો જનમ ! છે મુલ્ક હિન્દુસ્તાન શો !
– ઘેલું મ્હને લાગ્યું કશું ! હરદમ રહૂં બેભાન શો !

સંસારનાં અલ્પ કાળનાં સુખદુઃખ એ કંઈ કાયમનાં સુખ દુઃખ તો નથી ને ? અને કાયમનાં સુખશાન્તિની વિચારણા છોડીને જે જીવાત્મા આ માંડમાંડની દુનિયાને સાચી માનીને ઝિન્દગાની બરબાદ કરે છે એ ખરેખર મૂર્ખતામાં જ જીવે છે. ૐ ॥

૨૯ – પણ, ટૂંકી વાત કરતાં કરતાં વિસ્તાર બહુ થઈ ગયો – જાણે મુમુક્ષુવિચારણાનું નાનકડૂં શાસ્ત્ર બની ગયૂં છે ! ભલે બન્યૂં ! – શ્રી હરિની મરજી ! ગમે તેમ કરીને આ વાતો અંદર લખી લેવી જોઇયે. સાગર જ્યારે ચિત્રાલ ગામને ગાંદરે પર્ણકુટીના આશ્રમમાં રહેતો હતો, ત્યારે પાસેના એક આમલીના વૃક્ષ ઉપર એણે સુન્દર અક્ષરથી લખીને કેટલાંક ધર્મસૂત્રો ચોટાડચાં હતાં. એમાંનાં થોડાંક નીચે પ્રમાણે છે : –

૮ सत्यान्न प्रमदितव्यम् ।

સત્યમાં પ્રમાદ ના કર. (ઉપનિષત્.)

૯ कर्त्तव्यान्न प्रमादितव्यम् ।

કર્ત્તવ્યમાં પ્રમાદ ના કર. (ઉપનિષત્.)

કલ કરે સો આજ કર, આજ કરે સો અબ!
અવસર બીત્યો જાત હૈ, ફેર કરેગા કબ? (માઈ જીવનીરામ.)

૧૦ मन्तव्यं सत् । कर्तव्यं दृढ ॥

માનવૂં તે સત્ ને કરવૂં તે અડગ.

૧૧ नायमात्मा बलहीनेन लभ्यः ॥

આ આત્મા બાયલાઓને મળતો નથી. (ઉપનિષત્.)

૧૪ પોથી પઢ પઢ જગ મુવા! ભયા ન પંડિત કોય!
અઢાઈ અક્ષર પ્રેમ કે, પઢે સો પંડિત હોય! –
સીયાવર રામચંદ્રકી જય! (તુલસીદાસજી.)

૧૯ નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે!
(નરસિંહ મહેતા.)

૪૩ Where there is a Will there is a Way.

પૂરેપૂરી ઈચ્છા છે તો માર્ગ છે જ છે.

૪૬ મીલ ગયા માલ તો ક્યા પરવા ? –
ઉતર ગઇ ખાલ તો ક્યા પરવા ? ( નઝીરશાહ. )

૪૯ તુઝે હૈ શૌક મીલનેકા તો હરદમ લૌ લગાતા જા !
( ત્હને મન હોય મળવાનું તો હરદમ લ્હે લગાડી દે ! )

૫૦ ગુરુ ગુરુ જપના ઔર સબ સુપના !

૭૧ FORGET યાને ભૂલ જાવ !

૭૨ DIE યાને મર જાવ !

૮૬ ગુરુ ગુરુ ગુરુદેવકી જય !
જય જય ગુરુદેવકી જય ! ગુરુ ગુરુ૦

૮૮ DO ડી ઓ = ડુ યાને જરૂર કરો.

અને છેલ્લૂં ધર્મસૂત્ર એ જ જીવનને અમૃતરૂપ છે, એ આટલા બધા વિવેચન પછી કહેવાની શી જરૂર છે ? ૐ તત્સત્ ॥

૨૬ – શ્રી હરિની આપણને ખરી ગરજ ઉત્પન્ન થાય, ખરી તરસ માત્ર એની જ આપણને લાગવા માંડે અને એની જ પ્રીતિના રસમાં આપણે પૂરો આનન્દ માણતાં શિખીએ ત્યારે જ આપણું મનુષ્યતન સાર્થક થાય, કેમકે, ખરી તરસ વિના અને ખરી ગરજ વિના એ રસ જીરવી શકાતો જ નથી. એ રસ ! આહા ! એ રસ ! પ્રભુની પ્રીતિનો રસ ! એ રસ ! એ રસ કોણ પીએ ?

-૧૪-

એ રસ કોણ પીએ ? તરસ વિના એ રસ કોણ પીએ ?
રસિયાં, તરસિયાં કે કોઈ હરદિયાં, બનીને ગરજિયાં પીએ !
તરસ વિના

જે રસ નારદ, શારદ પીધો જનક, સનક શુકજીએ ! તરસ૦
એ રસ પાખી અગન લગી જેને, તે તો જગત કેમ જુવે ? તરસ૦
જે રસ પીધો ધ્રુવે પ્રહ્‌લાદે, તુલસી, કબીર, નરસિંહે ! તરસ૦
ધન્ય હો વૃજની વનિતા પીનારાં, કરમા, મીરાંને તોળાંદે ! તરસ૦
સાગર ગુરુવર એ રસ પાયો ! ખેલત નિત રસહરિયે ! તરસ

ॐ तत्सत् ॥

૨૭ – અને એ રસ – શ્રી હરિની પ્રીતિ અને કૃપાનો અમ રસ ! એને જીરવ્યા પછી તો પરમ દયાલુ ગુરુ મહારાજની કૃપાથી કોઈ એવી જ ખુમારી રગે રગે ચડી જાય છે કે આહા ! કયા બાત ! એ ખુમારી ! આહા ! – કયા જાને કુંવારી અસમકી બાત ! એ ખુમારી ! આહા ! અજબ ખુમારી !

– ૧૯ –

અજબ ખુમારી ચડી – હાં હાં રે ભાઇ ! અજબ ખુમારી ચડી !
બાવન હર્ફો પૂરા ન જાણું ! ભણ્યો હું અક્ષર અઢી ! હાં હાં૦
અમરસાયન પીતાં પીતાં, ખબર અગમની પડી ! હાં હાં૦
છુપે મારગ જાતાં જાતાં, જડી ગુરુજીની મ્હડી ! હાં હાં૦
એહે ગુરુજી મુજ બેડી દડે, ભાઇ ! હૂં તો ગુરુજીની દડી ! હાં હાં
સાગરસજ ગુરુગમ પામ્યા ! ગડમહી નોબત બડી ! હાં હાં૦

પણ બસ – વધારે વિસ્તાર હવે નહીં કરીએ – બધાં ભાઇઓ અને માઇઓ આ વાંચો, વિચારો અને કશા વિલંબ

વગર જ એને આગ્રહથી અનુસરશે, એમાંની ઉપયોગી કલમો વારે વારે વાંચો અને દિલની અંદર કાયમની સુરખીથી લખી રાખો. તમારું પોતાનું ડહાપણ કૃપા કરીને જરૂર બંધ કરો, પ્રતિજ્ઞાપૂર્વક નિયમોનું પાલન કરો અને મુશ્કેલીઓ, હરકતો અને દુઃખો આવે ત્યારે ચોક્કસ સમજો કે :–

– ૧૬ –

જ્યમ જ્યમ દરદ આવ્યાં કરે, ખૂબ ખૂબ ખૂશી ત્યમ માણવી :
સમજી જવૂં કે દિલબરે કંઇ ભેટ આપી નવી નવી ! જ્યમ ૦

સુખ કાજ શાને આથડે ?
સુખદુઃખ બધૂં છે મન વડે :
મનથી ચડે મનથી પડે, મનથી બન્યૂં છે માનવી. જ્યમ ૦

આશક થવૂં નથી મશ્કરી –
દિલ્દારથી ખરી દિલબરી !
આ ખલ્કને ખારી કરી, મર્દાનગી બતલાવવી ! જ્યમ ૦

શી પ્રીતિ ચીજ, અહો ! બડી !
ન ટકે બીજી જ્યાં વાતડી !
ખપ હોય તેણે અબ ઘડી – સારી જહાંને પી જવી ! જ્યમ ૦

સાગર જીતી લીધી ઝિન્દગી –
અવ્વલથી – હાં – આખર લગી –
બસ હોય સાચી દિલ્લગી તો મુફ્તમાં લ્યો લઈ જવી ! જ્યમ ૦
ૐ તત્સત્ ॥

૨૭ – અને હવે ઉપસંહારમાં, એક બે મુદ્દાની વાતો કરી લઇને એ સૂચનાઓ સાથે તમને આ પત્ર અંદર લખી વાલે

માટે ભેટ આપી દઈશું. પહેલું તો એ કે, જેને માત્ર પુસ્તકીઆ જ્ઞાન છે અને જે માત્ર ચોપડીઓમાં લખેલું વાંચીને જ જ્ઞાનની અને પ્રભુની વાતો કરે છે અને જેનું જીવન હર્ષશોકથી રહિત ખુદ પ્રભુમય નથી, તેના સંબન્ધમાં મુમુક્ષુએ રહેવું એ ઉપયોગી નથી. ઉપયોગી નથી એટલું જ નહીં, પણ હાનિ કરનારૂં છે – એટલું બધું નુકસાન કરનારૂં છે કે જાણે રગે રગમાં ઝેર દાખલ કર્યા બરાબર છે; માટે જ્યારે જ્યારે એવા સંગમાં આવવાનું બને ત્યારે ત્યારે ચેતી જવું અને એ પ્રસંગ અટકાવવાને બધું બળ વાપરવું. ચાલુ ઝમાનો તકલાદીપણાનો ઝમાનો છે અને એમાં તો એવા પ્રસંગો માણસને આવવા બહુ સંભવિત છે. એકલું મગઝ જ પ્રભુની વાતો પટપટ બોલી જાય અને ચિત્તમાં તો દુનિયાના સુખની ચિન્તા અને શરીરને લગતી બાબતો જ ઘોળાતી હોય એવા વાચિક જ્ઞાનીને સાકૂટ (એટલે લૂખો ફિલસુફ) કહેવામાં આવે છે. એવા લૂખા ફિલસુફનું ચિત્ત હર્ષશોકનાં વાદળાંથી ઘેરાયલું અને અન્દર અંધારાના આવરણવાળું હોય છે; તેથી મુમુક્ષુએ બરાબર સમજી રાખવું કે: –

– ૧૭ –

સાખીઓ

'માયા હરિની' કહી ભજે, રચે કહી સંસ્કાર!
સાગર! એ સાકૂટને, શો પુરુષાર્થવિચાર? ૧

તનનાં સુખને ના તજે, સહે ન મનની ભૂખ,
સાગર! મુમુક્ષુએ થવું, એ જનથી જ વિમુખ. ૨

‘ સૌ હરિમય ’ કહી ભોગવે, જાણે જીવન્મુક્ત !
સાગર ! મનને ના ગમે, એ સાકૂટ કપૂત ! ૩

સાગર ! ભમવું વન ભલું, ભલી વાઘની બોડ ;
પણ સાકૂટ શ્રદ્ધા હીણો, તેશૂં શીર ના ફોડ. ૪

ભૂખે મરવૂં પણ ભલૂં, ભલી નીચ ઘર ભીખ ;
પણ, સાકૂટના સંગની, સાગર ! ધરવી બીક. ૫

આ વાત મુમુક્ષુતા મેળવવા ચાહતા દરેક જીવાત્માએ પાળવી જોઇએ. સારા કે ખોટા કોઈ પણ હેતુથી એવા પ્રસંગ-માં મુમુક્ષુએ આવવૂં એ **માર્ગવિરોધી** છે અને ભજનની હૈયામાં ઊંડે સ્થાપના થાય એમાં, અલબત્ત, બાધક છે. ૐ तत्सत् ॥

૨૧ – મન હમેશાં એકની એક જ હાલતમાં રહેવાને ટેવાયલૂં હોતૂં નથી, તેથી એને હાલત બદલવાનૂં ગમે છે અને જ્યારે જપ કરીને કે પાઠ કરીને એ નવરૂં થાય અને બીજૂં કામ શોધે ત્યારે ભલે એને વાંચવાને આપવૂં અને એટલા માટે ધોરણ બહારના અભ્યાસક્રમમાંથી નીચેનાં થોડાં પુસ્તકો બતાવવામાં આવે છે. એ પુસ્તકો એવી રીતે વાંચવાં કે જાણે એની નકલ આપણે આપણી અંદર લખતા જઇયે છીએ. પુસ્તકો પોતાની માતૃભાષામાં જ વાંચવાં એ સૌથી વધારે ગુણ-કારક છે. બની શકે તો એ વારંવાર અને ફરજિયાત વાંચવાં એટલે અંદર છાપી દેવાં કેમકે વાંચવૂં એટલે To tead નહીં, પણ To master = To have mastery over it વાંચેલૂં પોતાનૂં કરવૂં.

( ૧ ) પ્રીતમદાસજી – એમના બે કક્કા અને બે મહિના તથા

કેટલાંક ભજનોનો મુખપાઠ અને રટણ, મુખપાઠ અને નિત્ય પાઠ.

( ૨ ) નારદભક્તિસૂત્ર.

( ૩ ) શ્રીમદ્‌ભાગવત. માત્ર એકાદશ સ્કન્ધ.

( ૪ ) વૈરાગ્યશતક ભર્તૃહરિનું.

( ૫ ) અખેગીતા – પહેલાં બાર કડવાં – ૯ – ૧૦ – ૧૧ ને ૧૨ નો મુખપાઠ અને રટણ.

( ૬ ) કલાપીના સંવાદો.

( ૭ ) વિવેકાનંદજીનો ભક્તિયોગ. ( એકલો.)

( ૮ ) પરમહંસ રામકૃષ્ણદેવનાં બોધવચનો. નિત્ય પાઠ.

( ૯ ) યોગવાસિષ્ઠમાંથી વૈરાગ્યપ્રકરણ ( એકલૂં )

ૐ તત્સત્ ॥

૩૦ – માત્ર પુસ્તકોના જ વાચન ઉપર જે આધાર રાખી રહે છે, તેનો પ્રભુપ્રીતિનો અનુભવ બન્યો રહેતો નથી. પ્રભુપ્રીતિનો અનુભવ બન્યો જ રહેવાને તો લાખો શબ્દોનો નહીં, પણ માત્ર એક જ શબ્દનો આધાર બસ છે, પૂરેપૂરો સમર્થ છે; પણ મનન કરવાની ટેવ પૂરેપૂરી જામી જાય ત્યાં સુધી ઉપરનાં પુસ્તકોનું વારંવાર વાચન અને અભ્યાસ ફરજિયાત સમજીને કરવાની જરૂર છે. બાકી ત્રિવિધિ તાપનું નિવારણ કરનારી ખરી જડી બુટી તો ચોપડીઓમાં નથી, જ નથી પણ એક જ શબ્દને પૂરેપૂરો પચાવવામાં છે – દાક્તરો જેમ રસી મૂકે છે તેમ એક જ શબ્દની અંદર રસી મૂકાવવામાં છે, અને તેથી જ કહેલૂં છે કેઃ–

– ૧૮ –

હાં! હાં! જડીબૂટી જડી! એક જ મતિ! એક જ ગતિ!
ગુરુશબ્દતરુવર પર ચડી – ચડી તે ચડી દિલવેલડી! હાં! હાં! ૦

ગોખી, પૂછી, ચિન્તન કરી –
હું ભણ્યો ભૂલી ભૂલીને ફરી –
સર્વોપરિ છો શ્રી હરિ – ભરૂંસો બીજો જ નથી નથી. હાં! હાં! ૦

ગુણરૂપ પર શું મોહીએ?
મનુદેહ વ્યર્થ ન ખોઇએ:
દિલ પ્રીત અવિચલ જોઇયે – સુખ શૂં કરૂં ઘડી બે ઘડી?! હાં! હાં! ૦

મુર્શિદનો વાગ્યો શબ્દ –
વેઠયાં મીઠાં દિલનાં દરદ –
રદ – રદ! અજી! ઓરત મરદ! ઉઘડી અજાયબ આંખડી! હાં! હાં! ૦

ગુરુદેવને કદમે પડી –
તોબાહ પુકારી રડી રડી –
છે ખુલ્લી સાગર છાતડી – ઝડપી લીધી ઝીણી વાતડી! હાં! હાં! ૦

એ પ્રમાણે શબ્દરૂપી તરુવર ઉપર હૃદયરૂપી વેલડીએ ચડી જવૂં જોઇયે અને એને આધારે જ બધૂં જીવન જીવવૂં જોઇયે. ધૂન મચાવીએ: – ૐ જય જય પરબ્રહ્મ સદ્‌ગુરુ!

૩૧ – ઘરબાર છોડીને બાવા થઇ જવાનૂં કોઇ કહેતૂં નથી, હાં! કેમકે શ્રી હરિને મેળવવા માટે બાવા જ થવૂં પડે એવો કંઇ ચોક્કસ નિયમ નથી અને કપડાં રંગેલા બધા બાવાઓએ હરિને મેળવેલા જ હોય છે એવૂં પણ નથી. છતાં, અલબત્ત એ તો ચોક્કસ છે કે ઘરબારી રહેવા છતાં દુનિયાદારીના કીડા જેવૂં કામ, ક્રોધ, લોભ અને મોહવશ મન તો પ્રભુનાં દર્શન

સમજી પણ શકે નહીં, તો કરી તો શકે જ ક્યાંથી ? માણસ બાવાજી બને કે ન બને એ બહુ મહત્ત્વની વાત છે જ નહીં, પણ, મહત્ત્વની વાત એ છે કે એણે હૃદયને તો ભગવો રંગ ચડાવીને બાવા બનાવવૂં જ જોઇયે, કેમકે હૃદયમાં સાધુપણૂં આવ્યા વિના આપણી દુનિયાદારીની ભાવનાઓએ દાખલ કરેલો અહંપણાનો કચરો દૂર થતો નથી અને એ કચરો દૂર થયા વિના શ્રી હરિનાં દર્શન થતાં નથી અને કદાચ કોઈ વાર કંઇ પરોક્ષ ઝાંખી થાય તો કાયમની ટકતી નથી – આટલા માટે જો જરૂરનૂં લાગે તો બહુ વિચાર કર્યા વિના જ અમુક-કાળ એકાન્ત, શાન્ત અને પવિત્ર સ્થાનમાં અથવા તો કોઈ પૂજ્ય સન્ત મહાત્માની સેવામાં આજ્ઞાધીન રહીને ગાળવો યોગ્ય છે. લાંબા કલ્લાકો સુધી મનને હરિભજનમાં લીન રાખીને એકાન્તમાં કસવૂં જોઇયે. નારદભક્તિસૂત્રમાં તેમ જ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ‘ અસંગ ’ શબ્દ ઉપર કેટલો બધો ભાર મૂકયો છે, એ જરા વધારે ધ્યાનથી શોધી કહાડો અને માટે જ :–

– ૧૯ –

ભજન તો એકલાનૂં ભાઇ, ભજન તો એકલાનૂં હો !
નહીં કારજ અવર ભળ્યાનૂં હો ! ભજન તો એકલાનૂં હો !
ધ્યાન, ભજન, એકાકી, અસંગી, આસન બસ અચલાનૂં હો ! ભ૦
એકલમલ થવૂં સ્વાશ્રયી પૂરણ, રટણ ત્રિગુણ ટળ્યાનૂં હો ! ભ૦
જાય વિજોગણ પિયુની પથારી, સંગ ઘટે ન પળ્યાનૂં હો ! ભ૦
પ્રકૃતિ સંગવતી ઠગી લેતી, સાધનધન ભલભલાનૂં હો ! ભ૦
સાગરરાજ સહજ ગુરુગમ હાં ! હારદ હરિશૂં મળ્યાનૂં હો ! ભ૦

અને પરમાત્માની સર્વતોભદ્ર કૃપાનો જેને અમુક થોડે અંશે પણ અનુભવ છે – અને પ્રભુકૃપાનો અનુભવ કોને નહીં હોય ? – તે જો આ પ્રમાણે હરિભક્તિમાં કમર કસીને રોકાઈ જાય નહીં, તો તમારા આ મિત્રના સમજવા પ્રમાણે એ,

અક્ષમ્ય, એક શિક્ષાયોગ્ય અપરાધ છે. આપણે એવું ન કરીએ એ જ ઇચ્છવા યોગ્ય છે, ઓ પ્યારાંઓ! ॐ तत्सत् ॥

૩૨ – જ્યાં જ્યાં સમજાય નહીં ત્યાં ત્યાં તમે બેલાશક ખૂશીથી પૂછશો અને જે જાણતો હશે તો તમારો આ સેવક તમને જરૂર કહેશે. માર્ગની વિકટતા જેટલી પ્રવાસ આરંભતા પહેલાં લાગે છે તેટલી બધી પ્રવાસ કરવા માંડયા પછી લાગતી નથી – મનને ટેવ પાડવી જોઇયે અને સામે થાય કે બ્હાનાં બતાવે તો ફટકારવૂં જોઇયે. થોડાક ફટકામાં તો મન સીધૂં થઇને માર્ગે ચડવા માંડે છે અને છેવટે શ્રી હરિનૂં નામ એને ગમતૂં થવા માંડે છે એટલા માટે ગભરાયા વિના સતત અભ્યાસ જ કર્યા કરવો. આ જ માર્ગ છે. ॐ तत्सत् ॥

૩૩ – બન્ધુ! શ્રી હરિ એના ભક્તોથી દૂર નથી. પરમાત્મા બધૂં કરી શકે છે પણ માત્ર એક જ વાત એવી છે કે જે પરમાત્માથી જરૂર જ બની શકતી નથી અને તે એ કે સાચા અને કાયમના પ્રેમથી ભજન કરનારની આગળ પરમાત્માથી છાના રહી શકાતૂં નથી. શ્રી કૃષ્ણ નારદજીને સ્પષ્ટ જ કહે છે કેઃ–

नाहं वसामि वैकुण्ठे, योगिनां हृदये नहि।
मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि, नारद ॥

(શ્રીમદ્‌ભાગવત.)

ના ના વૈકુંઠમાં હૂં વિરાજૂં રે,
નહીં યોગી ઉરે, કહૂં સાચૂં રે,
ગાય ભક્તો મ્હારા તહીં નાચૂં –

લીધૂં હરિનામ, સોહિ નર જીવ્યા રે –
બીજા જીવ્યા તે તો જાણે મુવા! લીધૂં૦

(દીવાને સાગર પૃ. ૪૭૨)

દૂર નથી ! – દૂર નથી – **શ્રી હરિ દૂર નથી પણ અભક્ત** વૃત્તિઓને **ભક્ત** બનાવવાનું કામ સર્વસ્વને ભોગે આપણે કરવું જોઇયે – અને તો તો સ્પષ્ટ જ છે કે :-

સાગર રામ નથી ભાઇ છેટા – કદમ ભરો હાં એક જ વામ !
સાધુ ભાઈ બોલો – **જય જય સીતારામ** ! :-

– ૨૦ –

**જય જય સીતારામ!** સાધુ ભાઈ બોલો – **જય જય સીતારામ!**
**જોદ્ધા** થઇને જુવો **અજોદ્ધા** – ગગન ઉપર કોઈ ગેબી ગામ !
સાધુ ભાઈ૦
સરજુતીર સુષુમ્ણા સમજો, ઉનમુન ઘરમાં આતમરામ !
સાધુ ભાઈ૦
**મુનિ બનીને** ધૂન મચાવો ! જુવો **ધણીનૂં અદબદ ધામ !**
સાધુ ભાઈ૦
ભજન કરે, ભાઇ ! **રામ** તમારૂં ! ક્ષણુ પણ લેતા નથી વિરામ !
સાધુ ભાઈ૦
સાગર રામ નથી ભાઈ છેટા ! **કદમ ભરો** – **હાં** – એક જ વામ !
સાધુ ભાઈ૦

૩૪ – છેલ્લાં ભજનો પણ તમને ઉપયોગી થશે એમ ધારીને આ નીચે લખી મોકલવામાં આવે છે કેમકે Short is the life and long is the run – **गृहित इव केशेषु मृत्युना धर्ममाचरेत्** અને **धर्मस्य त्वरिता गतिः॥** ધર્મકાર્યમાં આપણે એટલી બધી ત્વરા કરવી જોઇયે કે જાણે મોતે ચોટી પકડી છે અને હમણાં આપણને લઈ જશે માટે **એકદમ** જ કરવૂં – વ્યાવહારિક કાર્યોમાં ભલે વિલંબ થાય અને નુકસાન થાય; એ ખૂશીથી વેઠાય પણ ધર્મમાં એટલે પરમાત્માના ચિન્તનમનનમાં તો ક્ષણનો પણ વિલંબ થવો ન જોઇયે.

## – ૨૧ –

ગુજરી ગઈ ગઈ કાલ તો !
નથી જન્મી આવતી કાલ તો !
છે મૌજ બસ અબી હાલ તો, હયો બદલી **આજ** નસીબને !
– ખૂશ ખૂશ રહો, અય **આશકો** ! છોને ગમે તે બસ બને !
પળ **એક** પણ ના દર્દ હો ! ભેટી રહો **માશૂકને** !

અજી ! ' હૂં હૂં ' ત્યાં જ રહ્યૂં જગત !
**ધણી** કર ખરે ! જગ ચિત્રવત !
છે **વસ્તુ** બસ ! ના સત્ અસત્ ! આંખો મીંચી જો ગેબને !

શૂં પુણ્યમાં કે પાપમાં –
શૂં થાપ યા ઉત્થાપમાં –
ચોખ્ખા જિગરની ખાપમાં – ધરી ટેક જો **સાહેબને** !

પોતાના દિલને ચોખ્ખૂં કરવામાં એક પળનો પણ પ્રમાદ ચાલે નહીં, હાં ! **ૐ તત્સત્** ॥

**૩૯ – પરમાત્માનો ન્યાય સંતોના કાયદા મુજબ તો એવો છે કે જેણે રામનામની કમાણી કરી તે જ સૌથી મ્હોટો .**

“ બાદશાહી સેં બ્હેતર હૈ ગદાઈ તેરે દરકી ! ”

**એ** જ **માર્ગ સર્વોપરિ સત્યને** બતાવે છે , અને મનુષ્યને જો કંઇ કમાવાનૂં હોય તો **એ** જ કમાવાનૂં છે .

( શએર )

**સાગર** ! અગર હક્ક બાતમેં ક્યા હીન્દૂ ક્યા ઇસ્લામ !
પ્યારેસે દિલ્લગીં ના લગી તો ઝિન્દગી હરીમ !

* * *

**સાગર પીલા હૂં મુફતમેં! બસ એક સચ્ચી બાત હૈ :-**
**જૂઠી જહાંમેં જો ફૅસા ઉસકા જીના બરબાદ હૈ.**

*  *

**કોઈ સુને યા ના સુને, હૈ બાત અપની મૌજકી :**
**બૈઠે યૂં સાગર જાન કે યે સરાહી હૈ દો રોજકી.**

આ વાતો **લગનીની સુરખીથી દિલની કિતાબમાં** કાયમની છાપી દેવી જોઇયે. ભક્તિસૂત્ર ઉપર વિવેચન આપણે સાત કલ્લાક સુધી વિચાર્યું હતું અને બલ્ખબુખારાના બાદશાહ ઈબ્રાહીમશાહની કથા પણ આપણને યાદ છે. ૐ तत्सत् ॥

૩૬ – રામનામનું નાણું! આહા! :-

– ૨૨ –

રામ નામનૂં નાણૂં! સંતો! રામ નામનૂં નાણૂં!
ધનદૌલતમાં અમે કમાયા – ગુરુગોવિન્દનૂં ગાણૂં! સંતો! ૦
દુઃખચિન્તા કે શોકમોહને, શૂં કરવાને જાણૂં!
રામનામથી સભર ભર્યા સૌ, ઉભરે અણુપરમાણુ! સંતો! ૦
જોગજગનતપતીરથ સૌમાં, નહીં કોઇ નામ સમાણું!
રામગુરુ ગુરુરામ મંત્રને, અનભે કરી વખાણૂં! સંતો! ૦
ભૂત ભવિષ્ જયાં છતે નથી ત્યાં, જીવતાં થાપ્યૂં થાણૂં!
મરણ વિના મરણૂં માણ્યૂં, ભાઈ! ઉકલી ગયૂં ઉખાણૂં! સંતો! ૦
ૐ એકવીસ હજાર છસોનૂં, વ્યસન પડયૂં હંસાનૂં!
વાસ વસ્યો મ્હોટે ઘર સાગર, જીવતાં જીવિત મુવાનૂં! સંતો! ૦

૩૭ – બીજૂં ભજન પણ વિચારવા યોગ્ય છે અને કદાચ તમને એ ગમશે, અને અંદર લખશો તો જરૂર જ ફળશે :-

– ૨૧ –

મરવૂં તો હક્ક છે – બાવા – મરવૂં તો હક્ક છે :
(પણ) રામભજન વિણ જીવવૂં – બાવા – ધિઃક ધિઃક એ ધિઃક છે !
બાવા ૦

મરવૂં ધર્મ શરીરી સૌનો ! એમાં તે શૂં ડરવૂં ?
પટકુળ બદલી પિયુને મળવૂં ! ગગન ઉપર ઘર કરવૂં ! બાવા ૦

પીર પેગમ્બર અવતારીને, પડે શરીર બદલવૂં :
એવૂં મરવૂં સંતોનૂં, ભાઈ ! મહાજળે જળ મળવૂં ! બાવા ૦

ધણીની થાપણ ધણીને સોંપી ! મટી ગયૂં સાચવવૂં !
આલમરામ નફ્ફકરા થઈને, વાયુલહરવત્ ફરવૂં ! બાવા ૦

જીવતાને ભય મરવાનો, ભાઈ ! પળ પળ રામ સુમરવૂં :
સાગર સુવો ગુરુને હાથે ! ફરી ફરી નથી મરવૂં ! બાવા ૦

૩૮ – જીવાત્માએ પરમાત્માનો સ્વાનુભવ પોતામાં થવાને શૂં શૂં કરવૂં જોઇયે એ ગહન પ્રશ્નની એક જ બાજૂ એટલે ભક્તિની જ બાજૂ આપણે ઉપર ઉપરથી આ પત્રમાં વિચારી છે. ભક્તનૂં જીવન શુરૂ થયા પછી પ્રવાસીને એના કેવા કેવા સ્વાનુભવો થાય છે અને મુમુક્ષુ જીવાત્માની ભક્ત વૃત્તિઓ પરમાત્માને કેવે કેવે સ્વરૂપે જુવે છે અને શી રીતે જુવે છે, એ બધી વાતો આપણે આ પત્રમાં વિચારી જ નથી ; કારણ કે ચંચળ મનને જગત્ની નાશવંત બાબતોની પ્રીતિમાંથી પ્રભુની પ્રીતિમાં શી રીતે વાળી શકાય એ જ વાત આપણે વિચારવાની હતી અને તેથી ભક્તનૂં પ્રેમજીવન આપણે ઉકેલ્યૂં નથી. ચંચળ મનને ચંચળ થવાની ટેવ આપણે જ પાડી છે અને તે એના ઉપર સખ્ત ચોકી પહેરો રાખીને વારંવાર શિક્ષાઓ કરીને ઇન્દ્રિઓને અને વૃત્તિઓને આપણે જ પરમાત્માના ચિન્તનમાં સ્થિર કરી શકીએ. સાગર જો કે જગત્માં કોઇનો ગુરુ કે ઉપદેશક નથી તે છતાં પણ જગત્ એ એનૂં અંગ છે અને તેથી

અભેદભાવે મિત્રતાના રૂપમાં એ હરકોઇને ઉપયોગી જ છે. માનવું અને કરવું એ મુમુક્ષુ થવા ચાહતા દરેક જીવાત્માનું અનિવાર્ય કાર્ય છે, અને જે એ માને અને એકદમ જ કરવા માંડે, તે જરૂર પરમ સુખરૂપતાનો અને પરમ શાન્તિનો અનુભવ કરે. પરમાત્મા કોઇ પડદેનશીન બાનુ નથી કે એને ફરજિયાત ઑઝલમાં રહેવું જ પડે! પણ આપણી આંખોની આડે આપણે જાતે ઘાંચીના બેલની પેઠે હુંપણાના ડાબરા બાંધ્યા છે અને તે હવે તો મનુષ્યજન્મમાં વૈરાગ્ય અને અભ્યાસના પરમ પુરુષાર્થ વડે આપણે જાતે જ છોડીને ફેંકી દેવા જોઇયે. 'દેવ અને ગાડીવાન' ની વાતની પેઠે પરમ પ્રેમ-સ્વરૂપ પરમાત્મા તો પ્રત્યેક પળે આપણી મદદે તૈયાર જ છે. એ મદદનું અપાર બળ આપણે એના માર્ગના સાચા પ્રવાસી થઇયે તો જરૂર જ અનુભવી શકીએ. ચાલો – ત્યારે આપણે આ પળથી જ એનામાં જીવવા માંડીએ અને બધી નાશ-વંત બાબતોથી બેપર્વા થઇને એને એકને જ પરમ પ્રિયતમ ગણીએ અને તો જ આપણે અનુભવીએ કે, લાખો તોફાનો વચ્ચે પણ આપણો બેડો પાર કરનાર શ્રી હરિ હાજરાહુઝૂર તૈયાર છે. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:॥

શુ. સાગરના ૐ જય સચ્ચિદાનન્દ!



ગુરુ ગુરુ ગુરુદેવકી જય!

જય જય ગુરુદેવકી જય! ગુરુ ગુરુ૦

કહેના થા સો કહે દિયા! અબ ક્યા બજાઉં ઢોલ?
એક શ્વાસમેં જાત હે, તીન લોકકા મોલ! ગુરુ ગુરુ૦

શ્વાસે શ્વાસે રામ કહો! વૃથા શ્વાસ મત ખોય;
ક્યા જાને ઇન શ્વાસકા, આના હોય ન હોય! ગુરુ ગુરુ૦

દુઃખમેં સબ હરિકો ભજે, સુખમેં ભજે ન કોય!
જો સુખમેં હરિકો ભજે, તો દુઃખ કાયકો હોય? ગુરુ ગુરુ૦

ભક્તિ ઐસી કીજિયે, જૈસો ટંકણખાર;
આપ જલે, પર રીઝવે, ભાગ્યાં સાંધે હાડ. ગુરુ ગુરુ૦



'તૂં તૂં' કરતાં તૂં ભયા! મુજમેં રહા ન હૂંય!
વારી તેરે નામ પર! જિત દેખૂં તીત તૂંય! ગુરુ ગુરુ૦



ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી,
જોયું ન જોયું છો બને, જો એક યાદી આપની! ગુરુ ગુરુ૦



આનન્દ મંગળ કરું આરતિ, હરિગુરુસંતની સેવા;
પ્રેમ ધરી મંદિર પધરાવું, સુન્દર સુખડાં લેવા! આનન્દ૦

* *

તીરથ સૌ સંતોને ચરણે, ગંગા, જમુના, રેવા!
કહે પ્રીતમ ઓળખો એંધાણી! હરિ તો હરિજન જેવા! આ૦

હરિગુરુસન્તકી જય! ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

